# चक्रवर्ती महाराजाधिराज अशोक

સ્વ વલ્લભજી હરિદત્ત આચાર્ય

## સહુથી જૂનામાં જૂનો લેખ અશોકનો

સહુથી જૂનામા જૂનો લેખ જોઇએ તો રાજા અશોકની ધર્મલિપિઓના લેખ છે એની આગળના લેખ હજી સુધી કાંઈ સ્થળે જાણવામા આવ્યા નથી આ મત દેશી અને પરદેશી સહુ વિદ્વાનો કબુલ રાખે છે. સ. ૧૯૮૯ના તા૦ ૨૫ મી નવેબરના "બોમ્બે ટાઇમ્સ"મા એક હકીકત છપાણી હતી, તેમા માહીસોરમાં ૩ લેખ હાલ નિકળ્યા છે, તેની તારીખ પરીક્ષિતના દીકરાના જનમેજય રાજાના વખતની છે, અને તે તારીખ વિલસન સાહેબના કહેવા મુજબ ઇ સ પહેલા ૧૩૦૦ વર્ષની છે, એમ લખ્યું હતુ, પણ તેને કટલે અંશે ખરૂ માનવુ એ વધારે *અનુભવીઓ અને શોધકોનુ કામ છે કદાચ આગળ અશોકના લેખોના સ્થળ વર્ણન પ્રસગ મહીસુરમા અશોકના લેખ ૪–૫ વર્ષથી જાણવામા આવ્યાનુ લખ્યુ છે તે ને આ એક જ હોય. દ્વારકાવાળા શંકરાચાર્ય રાજરાજેશ્વર અને બીજા વચ્ચે ચાલેલા કેસમા રાજરાજેશ્વર તરફથી પુરાવામા એક તામ્રપત્ર રજુ કરવામા આવ્યુ હતુ, તે યુધિષ્ઠિરના વખતનુ છે, એમ જાહેર થયુ હતુ આ તામ્રપત્ર હાલ વડોદરાની વરિષ્ઠ કોરટમા છે, પણ તેની તેટલી પ્રાચીનતા શક ભરેલી હોવાનુ પણ સાભળ્યુ છે ગમે તેમ હો, પણ ઉપલબ્ધ લેખમા અશોકના લેખ હજી સુધી તો પહેલો નબર ધરાવે છે સુભાગ્ય એવો એક લેખ આપણા કાઠીયાવાડમા છે, જેથી આ વિષયની શરૂઆતના માનનુ તે પાત્ર થયો છે

આ લેખ જુનાગઢમા છે તેમા પટણાના હિંદુ રાજા અશોકના હુકમથી બૌદ્ધ ધર્મના ૧૪ શાસનો કોતરાવેલા છે, જેથી એ શાસનોમા શુ લખ્યુ છે? એ જાણવા પહેલા, એ અશોક કોણ હતો? એટલે તેના નામ, વશ, જાત, મોટેરા, કામ, તેના લેખો, તેના વશજો, તેનો કાળ અને તેનો ધર્મ કયો હતો? તેનો પ્રવર્તાવનાર કોણ હતો? વગેરે હકીકત જાણવી ઉપયોગી છે, તે હવે લખવામા આવે છે

અશોકવિષે જે કાંઈ લખવુ તે નવુ નથી, ઘણા જણે ઘણુ લખ્યુ છે તો પણ તે સસ્કૃતમા, અંગ્રેજીમા કે બીજી પરભાષામા લખેલુ છે. ગુજરાતીમા થોડુ

---

* ઇંડિયન એન્ટીકવેરીના વાલ્યુમ ૪ થાના એટલે સ ૧૮૭૫ના નવેબરના અંકમાં પા ૩૩ મે સસ્કૃત ભાષા અને જુની કાનરી લિપિનુ તામ્રપત્ર પ્રસિદ્ધ થયું છે. તે માહીસોરમાં તીર્થહલી પાસે તુંગભદ્રાને કાંઠે ભીમનકટી મઠનુ છે, અને યુધિષ્ઠિર સ ૯૮૯ મા જનમેજય રાજાએ દાન આપ્યા બાબતનું છે. જનમેજયે યુધિષ્ઠિરને પોતાના પિતામહ અને પોતાનુ વિશેષણ કુરૂકુલોદ્ભવ લખી ગોત્ર વૈયાઘ્રપાદ લખ્યુ છે. આ અને માહીસોરવાળા લેખ અને આગળ આવશે એ દ્વારકાવાળું તામ્રપત્ર એ બધુ કદી એક જ હોય. આ તામ્રપત્રને ફ્લીટ સાહેબે કૃત્રિમ ઠરાવ્યાનુ પણ એ જ અંકમા લખ્યું છે.

છે, જેથી હું જે કાંઈ લખું છઉં, તે પણ જુદાજુદા પુસ્તકો, જેવા કે ઇતિહાસ તિમિરનાશક, પ્રાચીન લિપિમાળા, અશોકચરિત્ર, સૌરાષ્ટ્રનો ઇતિહાસ, હંટરકૃત ઇતિહાસ, કથાસરિત્સાગર, અને સૌરાષ્ટ્ર સારસંગ્રહમાંથી સારસંગ્રહ કરીને, તેમ જ મારા પોતાના સંગ્રહમાંથી લખીશ

## અશોક કોણ હતો? તેનું નામનિર્વચન

અશોક હિંદુસ્તાનનો ચક્રવર્તી હિંદુ રાજા હતો તેનુ ખરૂ નામ प्रियदर्शी હતું. તે સહુનેજ સુખ આપનારો હતો, તેથી नास्ति शोको यस्मात् અથવા नास्ति शोको यस्य એ પ્રમાણે વિગ્રહવાળા પંચમી કે ષષ્ઠી બહુવ્રિહિથી તેનુ अशोक એ નામ બન્યુ છે એટલે "જેનાથી કોઇને શોક નહી" અથવા "જેને શોક નહી કયાક તેને" "અશોકશ્રી" અને "ધર્મ અશોક" પણ લખે છે.

'પ્રિયદર્શી' એટલે સારૂ જોનારો અશોકના લખમા તેનુ 'અશોક' એવું નામ કયાંઈ લખ્યુ નથી, પણ "देवानाप्रिय प्रियदर्शी" એવુ નામ વારવાર આવે છે "देवानांप्रिय" એ ઇલકાબ છે તે પોતે ધારણ કર્યા હશે, કે કોઇએ ધારણ કરાવ્યા હશે? કેમકે એ શબ્દ સારા અર્થવાળો નથી. કૌમુદીમાં એ શબ્દની વ્યાખ્યા આમ કરી છે. देवानां प्रिय इति च मूर्खे—अन्यत्र देवप्रिय (સિદ્ધાંત કૌમુદી સમાસાશ્રય વિધિમા અલુક સમાસ વિધાનમા) તેનો અર્થ—"દેવતાઓને વ્હાલો," મૂર્ખના અર્થ વિના દેવપ્રિય એવું ષષ્ઠીતત્પુરૂષનુ રૂપ થાય અશોક પોતે સસ્કૃત નહિ જાણતો હોય તેથી, તેના સામા પક્ષવાળાઓએ તેને ખરા અર્થની ખબર ન પડે એવી રીતે, વ્યાજસ્તુતિરૂપ આ નામ તેને લગાડી, ઉપરનો અર્થ ન બતાવ્યા હોય તેથી તેણે ખુશી થઈ એ ઇલકાબ સ્વીકાર્યો હોય! કદિ અશોક પોતે સસ્કૃત ન ભણ્યો હોય, પણ તેના બૌદ્ધ આચાર્યો એવા મૂર્ખ ન હોય કે, ખરાબ અર્થવાળો ઇલકાબ તેને ધારણ કરવા દે

આ શબ્દવિષે મારે પંડિત શ્યામજી કૃષ્ણવર્મા સાથે ચર્ચા થઈ હતી. તેઓ આ બાબત એક સારો ખુલાસો કરે છે તેઓ કહે છે કે "देवाना प्रिय इति च मूर्खे" એ વાકય કે સૂત્ર પાણિનિનુ નથી, પણ તે વાર્તિક છે વાર્તિકકાર કાત્યાયન અથવા વરરૂચિ છે વરરૂચિ અશોક પછે થયા છે, કેમકે વિક્રમની સભામાં *નવરત્નમાના તે એક હતા, જેથી દેવાનાપ્રિય નો "મૂર્ખ" એ અર્થ પુરાતની નથી, પણ પછેના છે એટલે અશોકના વખતમા તો તે સારા જ ગણાતો હશે" પણ આ ખુલાસો યથાર્થ નથી, કેમકે વિક્રમની સભાનો "વરરૂચિ કાત્યાયન" નહી પણ જૂદો જ છે. અને વાર્તિકકાર "વરરૂચિ" જેનું બીજુ નામ "કાત્યાયન" હતુ તે જૂદો હતો †

---

* धन्वंतरिः क्षपणकामरसिंहशंकुवेतालभट्टघटखर्परकालिदासाः ॥
ख्यातो वराहमिहिरो नृपतेः सभाया रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥ (ज्यो. वि.)

† वररुचिः—पाणिनिसूत्रवार्तिककारे कात्यायनमुनौ, विक्रमादित्यसभास्थे पंडितभेदे च। कात्यायन—कत्यस्य अपत्य, फक् मुनिभेदे। स च धर्मशास्त्रकर्ता। वररुचिनामा व्याकरणवार्तिककर्ता च। (शा. सो. म.)

તે અશોકના પરદાદાનો કારભારી હતો. देवानांप्रिय નો "મૂર્ખ" અર્થ શાકલ્યર્થ નથી, પણ લાક્ષણિક છે.

આ જ એવા ઘણા સારા શબ્દના લાક્ષણિક અર્થ ખરાબ અર્થમાં વપરાય છે—જેવા કે બાવા વૈરાગી, સાધુ, મહારાજ, માવજીભાઈ, ખીમજીભાઈ, નાગરભાઈ, બ્રાહ્મણભાઈ, વાણિયાભાઈ, મિયાભાઈ, રાજા માણસ, પરમેશ્વરનું માણસ, ઇત્યાદિ. આપણો देवानांप्रिय "પરમેશ્વરના માણસ"ની બરોબરીમાં આવી ગયો લાગે છે એવું નઠારૂ ઉપનામ પડવાનું એક કારણ મરાઠી અશોક ચરિત્રમાં એવું લખ્યું છે કે, અશોક કુરૂપ તથા બાળકપણમાં ઉદ્ધત હતો, તેથી તેની ઉપર તેના બાપની પ્રીતિ નહતી. તે હમેશ એકાદ જણને ઠગતો અથવા રોવરાવતો, તેથી લોકો તેને તિરસ્કારની નજરથી જોતા અને તેને **ચંડ** એવું ઉપનામ આપ્યુ હતુ, અને તેથી જ તેને દેવાનાપ્રિય પણ કહેતા. અશોકનુ "અશોક" એ નામ તેના પોતાના લેખમાં નથી, પણ તે પછીના રુદ્રદામાના લેખમાં છે તે વિશે હવે પછીના ભાષણમાં લખાશે. અશોકના લેખમા તો લેખ કોતરાવનાર તરીકે देवानांप्रिय प्रियदर्शी राजा એવું નામ લખ્યું છે. આ સારૂ વિદ્વાનો બહુ ગુંચવાતા હતા, પણ જ્યારે શીલોનનો "દીપવંસો" અને બ્રહ્મદેશના બીજા બૌદ્ધધર્મના પુસ્તકોમાથી એ નામ અશોકને લાગુ કરેલું ચોક્કસ રીતે જોવામાં આવ્યુ, ત્યારે ચોક્કસ થયુ કે देवानांप्रिय प्रियदर्शी राजा તે અશોકનું જ નામ છે* તે વિશે મ અ ચમા (દા. ૪૧ મે) લખ્યું છે કે, મહાવંશમાં જે વાત અશોકને માટે લખી છે તે વાત પ્રિયદર્શીના લેખમા છે. વળી પ્રિયદર્શી એટલે આનંદ જોનારો અને અશોક એટલે આનંદી, એ બે નામ અર્થમાં પણ સરખા છે. વળી જે રાજાને મહાવંશમાં અશોક કહ્યો છે, તેને જ દીપવંશમાં પ્રિયદર્શી કહ્યો છે, માટે એ બને નામ એકના જ છે, એમ ચોક્કસ કર્યું છે

## અશોકના મૌર્યવંશી પૂર્વજો

અશોક મૌર્ય અથવા મોરી વંશનો હતો તે ક્ષત્રિય હતો, એમ "વાચસ્પત્યબૃહદભિધાન"માં નંદ શબ્દની વ્યાખ્યાટાણે લખ્યુ છે અશોકનો દાદો ચંદ્રગુપ્ત તે નવ નંદમાંના પ્રકૃત નંદનો દીકરો હતો તે મુરા નામની શુદ્રીને પેટ અવતર્યો હતો, તેથી મૌર્ય કહેવાણો કેટલાક ગ્રંથકારોએ મોરી પણ લખ્યો છે, પણ તદ્ધિત પ્રત્યયના નિયમ પ્રમાણે મૌર્ય નામ ખરૂ છે

આ નામના વંશનો ઉદ્દેશ માર્કંડેય પુરાણાંતર્ગત સપ્તશતી નામની ત્રયોદશાધ્યાયીમા પણ कालका दौहृदा मौर्या એ શ્લોકમા કર્યો છે એ બને વંશો કદિ જૂદા હોય કે બને એક હોય; કેમકે વિષ્ણુપુરાણમાં ચંદ્રગુપ્તની હકીકત આવે છે પછે તે ભવિષ્ય તરીકે કે ભૂત તરીકે, પણ ભાગવતમા તો નવ નંદની હકીકત ભવિષ્ય તરીકે આવે છે એમ એ જ પૃષ્ઠમા લખાઈ ગયું છે

"અશોક અવદાન"મા અશોકના પૂર્વજોના નામ આ પ્રમાણે લખ્યા છે.— ૧ બિંબિસાર, (બુદ્ધનો સમકાલિક), ૨ મહીપાલ, ૩ ઉદયીશ, ૪ મંડ, ૫ કાકા-

---

* "ગુજરાતી" ૨૪–૧૧–૯૫.

વર્ણી, ૬ સહલી, ૭ તરકરી, ૮ મહામંડળ, ૯ પ્રસેનજિત, ૧૦ નંદ, ૧૧ બિંદુ-સાર, અને ૧૨ અશોક (મ અ. ચ ૬ ૯ ની નોટ)

**નવ નંદો**

નવનંદ—તે એક, યોગાનંદ નામે પિતા અને સુમાલ્યનંદ વગેરે ૮ તેના પુત્ર મળી નવનંદ કહેવાય છે પણ આર્યધર્મપ્રકાશ પુસ્તક ૨૭ અંક ૧ લામાં (સં. ૧૯૫૫ કાર્તિકના પૃષ્ઠ ૬ ઠ્ઠે) ચાણક્ય વિશે વિષય લખનાર શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે બાપ સિવાય ૯ લખ્યા છે, અને તેના નામ આ પ્રમાણે છે—મૂળ મહાનંદ (ખરૂં નામ સુધન્વા)ને મુરા (શૂદ્રી) રાણી અને સુનંદા પટરાણી એમ બે રાણીઓ હતી. તેમા મુરાને ચંદ્રગુપ્ત, અને સુનંદાને ૧ ઉગ્રધન્વા, ૨ તીક્ષ્ણધન્વા, ૩ વિકટ-ધન્વા, ૪ ઉત્કટધન્વા, ૫ પ્રકટધન્વા, ૬ સંકટધન્વા, ૭ વિષમધન્વા, ૮ 'શિખર-ધન્વા, અને ૯ મો પ્રખરધન્વા, એમ ૯ દીકરા લખ્યા છે શબ્દસ્તોમ મહાનિધિમાં નંદનો અર્થ મહાનંદના દીકરા રાજાઓ એમ કર્યો છે, પણ વાચસ્પત્યબૃહદભિધાનમા तेषां सपुत्राणां नव संख्याकत्वे એમ લખી નવના અંક માટે નંદ શબ્દ વપરાય છે એમ દેખાડયુ છે ભાગવતની ટીકામા શ્રીધરસ્વામીએ પણ नवनदात् એ શબ્દની વ્યાખ્યા કરતા नंदं तत्पुत्राश्चाष्टौ इत्येवं नव એમ લખ્યુ છે એટલે બાપ સહિત નવ એ સપ્રમાણ છે આર્યધર્મપ્રકાશમા પણ બાપનુ નામ સુધન્વા અને દીકરાઓના નામ પણ બધા ધન્વાંત છે, તેથી બાપ સહિત નવ હશે, એમ લાગે છે દીકરા નવ અલગ ગણાવતાં એકાદ નામ નવુ ઘુસી ગયુ હશે

**ચાણક્ય દ્વારા નવ નંદોનો નાશ**

એ નવ નંદને ચાણક્ય બ્રાહ્મણે મારી ચંદ્રગુપ્તને ગાદીએ બેસાર્યો હતો ચાણક્ય તે જ કે જેણે "વૃદ્ધ ચાણાક્ય" નામનુ નીતિનુ પુસ્તક રચ્યુ છે તેનુ ખરૂ નામ "વિષ્ણુગુપ્ત" હતું અને ઉપનામ "કૌટિલ્યવાત્સ્યાયનિ" હતુ ચાણક્ય એ નામ ચણક ઋષિના કુળનો, માટે ગોત્રાપત્યના અર્થમા તદ્ધિતાંત પડ્યુ હતુ

નવ નંદ ને ચાણક્યવિષે ભાગવત દશમસ્કંધ પ્રથમાધ્યાયના ચોથા શ્લોકમા લખ્યું છે કે—

> नवनंदानद्विजः कश्चित् प्रपन्नानुद्धरिष्यति
> तेषामभावे जगतीं मौर्या भोक्ष्यंति वै कलौ
> स एव चंद्रगुप्तं तु द्विजो राज्येऽभिषेक्ष्यति

અર્થ—કોઇક બ્રાહ્મણ (કૌટિલ્ય મુનિ જેનુ પર્યાય નામ છે તે ચાણક્ય) વિશ્વાસ પામેલા અથવા પ્રખ્યાત થએલા નવ નંદને (એટલે એક બાપ અને આઠ દીકરાઓને) મારશે અને તેને અભાવે કલિયુગમાં મૌર્યવંશના રાજાઓ પૃથ્વી ભોગવશે.

શ્રીધરસ્વામી ટીકામાં કહે છે કે, તેની વિસ્તારવાળી કથા બૃહત્કથામા જોવી

ચાણક્ય બ્રાહ્મણ છતા નવ નંદને મરાવી નાંખવાનું કારણ તથા તે વિશેનું વૃત્તાંત "પુરૂષપરીક્ષા" નામના ગ્રંથમાં પણ છે. આખી વાતનો સાર આ પ્રમાણે છે—

પાટલીપુત્રનો* મુખ્ય રાજા સત્યનંદ નામે હતો અને તેનો કારભારી શકટાળ† (નાગર) હતો.

વરરૂચિ (કાત્યાયન), વ્યાડિ, અને ઇન્દ્રદત્ત, એ ત્રણ બ્રાહ્મણ વિદ્યાર્થીઓ "વર્ષ" નામના ગુરૂ પાસે ભણીને તેને ગુરૂદક્ષિણા આપવા સારૂ નાણું મેળવવા સત્યનંદ પાસે ગયા, કેમકે સત્યનંદે કાંઈ પ્રસગમા વરરૂચિની સ્ત્રી ઉપકારાને બ્હેન માની હતી, તેથી એ નાતે મ્હોયે માંગ્યું નાણું તે આપશે એમ ધાર્યું હતું. પણ ત્યા પહોચ્યા તેવામા જ સત્યનંદ ગુજરી ગયો તેથી તેઓ નિરાશ થયા, પણ તરત જ તેઓને એક યુક્તિ સૂઝી આવી તેવડે તેઓએ પોતાનુ કાર્ય સાધી લીધું. એ યુક્તિ એ હતી કે, ૩ વિદ્યાર્થીઓમાનો ઇન્દ્રદત્ત યોગસિદ્ધિવાળો હતો. તેણે પોતાનું શરીર, વ્યાડિ કોઈ ગુફામા લઈ જઈ સાચવે અને પોતે સત્યનંદના શરીરમા પ્રવેશ કરી, તે જીવતો થયો એમ ઠરે, ત્યારે તેની પાસે વરરૂચિ માગવા આવે અને તેને નાણું મળે. એવા ઠરાવથી જે નવો રાજા ઉભો થયો તેનુ નામ યોગાનંદ થયુ, અને વરરૂચિને પૈસા મળ્યા પણ આવો બધો તાકડો આકસ્મિક થએલો જોઈ તેના ચતુર કારભારી શકટાળે અનુમાન કરી, તમામ ઠેકાણે માણસો મોકલી જ્યાં જ્યા શબ હાથ આવ્યા ને બળાવી નખાવ્યા તેમા ઇન્દ્રદત્તનુ શબ પણ વ્યાડિ પાસેથી બળવામા આવી ગયુ આ ખબર વ્યાડિએ વરરૂચિને અને તેણે યોગનંદને કહ્યા, તેથી તે દિલગિર બહુ થયા અને એ કાનામા શકટાળને પદભ્રષ્ટ કરી કેદ કર્યો, અને પોતાનો કારભારી વરરૂચિને ઠરાવ્યો. શકટાળના કુટુંબ ઉપર ભૂખમરો નાખી તેના સો પુત્રને રાજાએ મરવા દીધા, પણ છાનોમુનો શકટાળ તેનુ વેર લેવા યુક્તિથી જીવતો રહ્યો તેણે યોગ્ય વખતની રાહ જોતા પ્રસંગ મળ્યે ચાણક્ય નામના બ્રાહ્મણ પાસે યોગાનંદ અને તેના દીકરાને મરાવી પ્રથમના નંદના પુત્ર ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડી, ચાણક્યને તેનો કારભાર સોપી પોતે વિરક્ત થયા આગળ જતા ચાણક્ય પણ, પોતા પાસેનો કારભાર રાક્ષસ નામના માજી કારભારીને યુક્તિપ્રયુક્તિથી પાછો બોલાવી સોપી પોતે વિરક્ત થયા

### મહારાજા ચન્દ્રગુપ્ત

ચંદ્રગુપ્ત પ્રકૃતનંદનો મુરા નામની શૂદ્રીને પેટ અવતરેલો પુત્ર હતો, એ તો આગળ લખાઈ ગયુ છે મ અ. ચ. મા તેને મોરીય નગરની રાણીને પેટ અવતર્યાનું લખ્યુ છે તે બેની એકતા એમ થાય કે, મોરીય નગરની એટલે ત્યાની રહેનાર શૂદ્રી અને રાણી તે નંદની પણ મૌર્યનો મૂળ શબ્દ ત્યારે મોરીય કે મુરા એ હજી સંદિગ્ધ રહે છે કહે છે કે તેનો બાપ પણ શૂદ્રીને પેટ અવતરેલો હતો. ચંદ્રગુપ્ત ઘણો પરાક્રમી

* પાટલીપુત્રપુર (ઉપનામ કુસુમપુર)ના સ્થાપનાર તરીકે વાયુપુરાણમા ઉદયાશ્વ રાજાનુ નામ લખ્યું છે. (નિરૂક્ત સમાલોચન પૃ. ડી) આ ઉદયાશ્વ રાજા અજાતશત્રુ રાજાનો પુત્ર કે પૌત્ર હતો અજાતશત્રુના રાજ્યના ૮ મે વર્ષે બુદ્ધ નિર્વાણ થયું. ઈ. સ. પૂ ૫૪૩ મુ. તે પછે તેનો પૌત્ર ૫૦ વર્ષે આવે, તેથી પાટલીપુત્રની સ્થાપના ઈ. સ. પૂ. ૪૯૭ માં લગભગ આવે છે (સદર).

† કોઇએ શકડાળ અને કોઇએ શકટાર પણ લખ્યો છે.

અને બહાદુર હતો ગ્રીક અથવા યવન લોકોએ જેને સેંડ્રાકોટસ લખ્યો છે, તે જ આ ચંદ્રગુપ્ત તેના બાપનુ નામ કોઈ ગ્રંથકારે "ક્ષત્રૌજસ" કોઇએ "ક્ષેમજીત્" અને કોઇએ "ક્ષેત્રજ્ઞ" એમ જૂદા જૂદા લખ્યા છે એ બધા તેના ઇલકાબના નામ હશે. ચંદ્રગુપ્ત ગાદીએ બેઠા પછી તે હિંદુસ્તાનનો મહારાજાધિરાજ કહેવાણો હતો મહારાજાધિરાજ પદ સંસ્કૃતમા ઘણુ ઉંચુ છે રાજાઓ જેના તાબામા હોય તે મહારાજા કહેવાય, અને મહારાજાઓ જેના તાબામા હોય તે મહારાજાધિરાજ કહેવાય. ચંદ્રગુપ્તનુ રાજ્ય ઘણાખરા હિંદુસ્તાન ઉપર હતું પૂર્વ બંગાળામા ગંગામુખ, ઉડિયા અને કલિંગથી માંડીને પશ્ચિમે સૌરાષ્ટ્ર એટલે આરબી સમુદ્રના છેડા સૂધી, અને ઉત્તરે કાબુલ અને હિમાલયથી તે દક્ષિણે માળવા, વિંધ્યાચળ, તથા નર્મદા સૂધી હતું. તે વખતે સિંધુની પશ્ચિમના દેશો ઉપર ગ્રીક અગર યવનોનુ રાજ્ય હતું તે બનેને (ગ્રીક અને મૌર્ય રાજાઓને) મિત્રાઈ હતી અને પરસ્પર તહનામા થયા હતા

સીકંદરના મરણ પછી ગ્રીક સરદાર સેલ્યુકસે સીરિયાનુ રાજ્ય મેળવી ઇ સ પહેલાં ૩૧૨ થી તે ૨૮૦ સૂધી ત્યા રાજ્ય કર્યું તેણે કાબુલની ખીણમા જિતેલો મુલક તથા પંજાબ ચંદ્રગુપ્તને વેચાણમા આપ્યા, અને ચંદ્રગુપ્તને પોતાની દીકરી દીધી, અને ચંદ્રગુપ્તના દરબારમા પોતાનો મેગાસ્થે(સ્થની)નેસ નામનો એલચી રાખ્યો હતો

બીજા બે "ચંદ્રગુપ્ત" ગુપ્તવંશમા થઈ ગયા છે, તે આનાથી જૂદા છે તે ઇ સ. ૧૯૫ અને ૨૪૦ મા થઈ ગયા છે પહેલાના બાપનુ નામ ઘટોત્કચ (ભીમનો દીકરો નહી), દીકરાનુ નામ સમુદ્રગુપ્ત, અને પૌત્ર તે બીજો ચંદ્રગુપ્ત હતો આપણા અશોકના દાદા ચંદ્રગુપ્ત તો ઇ. સ.થી ૩૧૨ વર્ષ પહેલા થઈ ગયા છે તેના બાપ તો નંદ, દીકરો બિંદુસાર, અને પૌત્ર અશોક હતા

## પાટલીપુત્ર નામાભિધાનનું કારણ

ચંદ્રગુપ્તની રાજધાની જૂની પાટલીપુત્ર* નગરી તે મગધ દેશમા, એટલે હાલના બહાર દેશમાં ગંગાજીને દક્ષિણ કીનારે કાશીથી ઈશાન પૂર્વ વચ્ચે ૨૦૦ માઇલ ગયાજી જતા રસ્તામા પટણા નામનુ હાલ અંગ્રેજ સરકારના તાબાનુ શહેર છે ત્યાથી બેત્રણ ગાઉ છેટે ગંગા અને સોન નદીના સંગમ પાસે હતી હાલમાં ગંગાનો પ્રવાહ ફરી જવાથી તે જગો ધોવાઈ ગઈ છે, તોપણ હજી ત્યાથી મૂર્તિઓ વગેરે કેટલીક જૂના શોધની ચીજો મળી આવે છે

* એ સ્થળ ૨૫-૨૮ પૂર્વ અક્ષાંશ અને ૮૫-૧૫ ઉત્તર રેખાંશ ઉપર હતુ, એમ રેકર્ડ ઓફ બુધિસ્ટિક કિંગડમ્સમાના લેગેસ ટ્રાંસલેશનના પૃ. ૩૧ ની નોટમા લખ્યું છે (મ. અ ચ. પૃ ૪૩) આ પાટલીપુત્રની પ્રખ્યાતિ વિશે બંગસેન નામના વૈદ્યકના પુસ્તકમા એક લેખ છે, તે આ પ્રમાણે –

नागार्जुनांजनं–त्रिफलाव्योषसिंधूत्थयष्टीतुत्थरसांजनं ।
प्रपौंडरीकं जतुघ्नं लोध्रं ताम्रं चतुर्दश ॥
द्रव्याण्येतानि सच्चूर्ण्य वर्तिः कार्या नभोंबुना ।
नागार्जुनेन लिखितमेतत्पाटलिपुत्रके** ॥

બંગસેન ૮૧૩ નેત્રરોગાધિકારમાં (વૈદ્ય પ્રભાશંકર ઉમેદરામ).

ચંદ્રગુપ્તની નગરીનું નામ પાટલીપુત્ર કેમ પડયું, એવિશે અશ્રદ્ધેયે પણ રમુજી વર્ણન "કથાસરિત્સાગર"મા સવિસ્તર આપ્યું છે. તેનો સાર એ છે, કે "પાટલી" નામની કોઈ રાજકન્યાને, "પુત્રક" નામનો રાજકુમાર પોતાની પાસેની ઉડણુઆખડી ઉપર બેસાડી દૂર પ્રદેશમાં લઈ ગયો, અને ત્યા પોતાની પાસેની ચમત્કારિક લાકડીવડે ચીત્રી નવુ શહેર બનાવ્યુ તેનુ નામ પોતાના, બંનેના નામ ઉપરથી પાટલીપુત્ર રાખ્યું. ચંદ્રગુપ્તની સવિસ્તર હકીકત પુરાણુ, બૃહત્કથા, મુદ્રા-રાક્ષસ, અને જૈન તથા બૌદ્ધ ગ્રંથોમા છે

## સુદર્શન તળાવ

જુનાગઢનુ પ્રખ્યાત અને પ્રાચીન સુદર્શન નામનું તળાવ આ ચંદ્રગુપ્ત તરફથી જુનાગઢમા રહેતા સુબા (અથવા નાટકની બોલીમા બોલિયે તો રાજાના સાળા) વૈશ્ય અધિકારી પુષ્પગુપ્તે બધાવ્યુ હતુ, એમ એ તળાવની મરામત બાબતના રૂદ્રદામાના લેખમાં લખ્યુ છે, પણ તે પ્રથમ પહેલુ જ તેણે બધાવ્યું કે અશોક, રૂદ્રદામા અને સ્કંધગુપ્ત એઓની પેઠે સમરાવ્યુ, એ એ લેખનો એ જગોનો થોડો ભાગ ગયાથી સિદ્ધ કરાતુ નથી

## ચન્દ્રગુપ્ત અને તેનો પુત્ર બિંદુસાર

શિલાલેખોમા મૌર્યવંશી ચંદ્રગુપ્તનુ નામ ફક્ત જુનાગઢના રૂદ્રદામાના લેખમા જ જોવામા આવે છે બીજી રીતે પુસ્તકોમા ચંદ્રગુપ્તનું નામ જાણવામાં હતું, પણ હિંદુસ્તાનમાના લેખોમાથી પહેલવહેલું એ લેખમા જ તેનું નામ મળ્યું છે. તેમ એ લેખમાની ચંદ્રગુપ્ત સબધી બીજી બાબત પણ ધ્યાન દેવા લાયક ઉપર આવી ગઈ છે, તે એ કે ચંદ્રગુપ્તનો સૌરાષ્ટ્રનો સુબો તેનો સાળો પુષ્પગુપ્ત નામનો વૈશ્ય હતો, એટલે ચંદ્રગુપ્ત ક્ષત્રિય છતા વૈશ્યની કન્યા પરણ્યો હતો. ચંદ્રગુપ્તનો અમલ ઇ સ પૂર્વે ૩૧૫ થી ૨૯૧ સૂધી ૨૪ વર્ષ રહ્યો એટલે તેનો ઇ. સ પૂર્વે ૨૯૧ મે વર્ષે દેહાત થયો

## અશોકનો જન્મવૃત્તાંત

બિંદુસાર—ચંદ્રગુપ્તનો દીકરો અને અશોકનો બાપ તેને ૧૬ રાણીઓ અને ૧૦૧ (એકસોએક) દીકરા હતા ચંદ્રગુપ્ત પછે પાટલીપુત્રની ગાદીએ તે બેઠો હતો, અને તે ૨૮ વર્ષ રાજ્ય કરી ઇ સ પૂર્વે ૨૬૩ વર્ષે દેહાત થયો તેને ગ્રીક લોકો "અમિટ્ર-કેટિસ" (અમિત્ર કેતુ—શત્રુઓને જિતનાર) કહેતા તેને બે દીકરા રહ્યા હતા મોટો સુસીમા અને નાનો અશોક

અશોક—બિંદુસારનો દીકરો, જેના નામ આગળ લખ્યા મુજબ પ્રિયદર્શી, અશોકશ્રી, યશોવર્ધન, તથા ધર્માશોક પણ હતાં તેનો જન્મ એક બ્રાહ્મણની પુત્રીને પેટ થયો હતો તે એવી રીતે કે, ચંપાપુરીના એક દરિદ્રી બ્રાહ્મણની સુભદ્રા નામની કન્યાને જોઇને કોઈ જોશીએ આના પેટથી કોઈએક ચક્રવર્તી રાજા જન્મશે, એમ તેના જન્માક્ષર જોઈ ભવિષ્ય કહેલ, તે ઉપરથી તે બ્રાહ્મણે તે છોકરીને બિંદુસાર રાજાને નજર કરી. રાજાએ તેનું સૌન્દર્ય જોઈ, તેનાથી વિવાહ કરી પોતાના મહેલમાં રાખી; તેને પેટ અશોકનો જન્મ થયો. તેના જન્મ વખતે તેની માને

શોક કે કષ્ટ થએલ નહી તેથી તેનું નામ બાપે અશોક રાખ્યું તે પછે બીજો છોકરો થયો તેનું નામ વીતશોક પાડયું (અ અવદાન) (મ અ ચ પૃ. ૧૦); પણ બીજે લખ્યુ છે કે, તેને સગો ૧ તિષ્ય અને ઓરમાન ભાઇઓ ૯૯ (નવાણુ) હતા

**અશોકનું લગ્ન**

એના બાપની હયાતીમા તે ઉજ્જણનો સૂબો હતો. ત્યાના એક શેઠની દીકરી દેવીને તે પરણ્યો હતો. પોતાના બાપના મરણ બાદ પોતાના ઓરમાન ૯૯ ભાઇઓને એક જ દહાડામાં મરાવી નખાવી, પાટલીપુત્રની ગાદી પોતાને સ્વાધીન કરી તેના સબંધમાં વધુ હકીકત એ મળે છે, કે અશોક ઉપર તેના બાપની અપ્રીતિ હતી, એ તો આગળ લખાઈ ગયુ છે તેને લીધે તેને તેણે તક્ષશીલા (પંજાબ)મા ઉઠેલું બંડ સમાવી દેવાના કામ ઉપર મોકલી દૃષ્ટિથી દૂર કર્યો (ઇ.સ પૂ ૨૮૦), પણ ત્યાં તો તેણે જય મેળવ્યો એટલુ જ નહી પણ કાશ્મીર દેશ પણ કબજે કર્યો. એ તો પછે તેને ઉજ્જણનો સૂબો ઠરાવી ત્યા મોકલ્યો, ને ત્યાના એક શેઠની દીકરી દેવીને પરણ્યો. પણ મ. અ. ચ મા લખ્યુ છે, કે તે ત્યા જતા રસ્તે ચૈત્યગિરિ (વિસનગર) મુકામે એક શ્રીમત વેપારીની છોકરીને રૂપાળી જોઇને તેને પરણી રાણી કરી, જેને પેટે મહેદ્ર અને સઘમિત્રા છોકરા થયા

**રાજ્યપદની પ્રાપ્તિ**

તક્ષશિલામાં બીજીવાર બંડ થયુ, તે સમાવવા બિદુસારે સુસીમાને મોકલ્યો, અને વાસેથી પોતે મરવાનો થયો તે વખતે પોતાની મરજી નહિ છતા પ્રધાનોના કહેવાથી સુસીમા આવતા સૂધી અશોકને ગાદી દેવાનુ ઠરાવી પોતે મરણ પામ્યો (ઇ.સ પૂર્વે ૨૬૩). પણ કનિગહામ લખે છે, કે "બિદુસાર મરવાનો થયો ત્યારે તેણે સુસીમાને તેડાવવાની પ્રધાનોને આજ્ઞા કરી, પણ મત્રીએ રાજાએ પોતાને કરેલા કોઈ વખતના અપમાનનુ વેર લેવા સુસીમાને ન તેડાવી અશોકને તેડાવ્યો તેને જોતા જ રાજાનું લોહી તપી આવ્યુ, અને તેને લીધે એક નાડી ફાટી જવાથી રાજા તે જ વખત મરણ પામ્યો." સુસીમા તક્ષશિલાથી પાછો આવ્યો ત્યારે તેને અશોકે નગરમાં પેસવા દીધો નહી. તે પછે ૪ વર્ષે અશોકનો રાજ્યાભિષેક થયો (મ. અ. ચ પૃ. ૧૧) અશોકના ગાદીએ આવવાના વર્ષના મતફેર ઇ સ પૂ ૨૫૯, ૨૬૬, ૨૬૭, ૨૬૯, ૨૭૧, અને ૨૭૨ એમ ૬ લખ્યા છે તે ડા મેક્ષમૂલર, હીસડેવીડસ, બાબુ મન મોહન ચક્રવર્તી પાલી ગ્રંથ, અને મી૦ સેનાર્ડના મત છે

**અશોકની ક્રૂરતા; તેના ગુણોની પ્રશંસા**

અશોકે પોતાના ૯૯ ભાઇઓને મરાવી નખાવ્યાનુ આગળ લખ્યુ છે, તેથી પણ તેની વધુ ક્રૂરતાનું વર્ણન છે. તેણે પોતાને ઇંદ્રની બરોબરિયો ગણાવા સારૂ પોતાની રાજધાનીમા સ્વર્ગનુ તો બધુ સુખ છે ત્યારે નરક પણ જોઇયે, એમ ધારી કેટલાંક નરકો પોતાના બગીચામા કરાવ્યા હતા કે જેમા અપરાધીઓને રીબાવી મારી નાંખવામા આવતા હતા પણ આટલેથી જ બસ ન હતું પછે તો બાગની સ્હેલ સારૂ આવી ફસાઈ પડતા નિરપરાધી અજાણ્યા મુસાફરોને પણ રમુજ ખાતર નરક કુંડમાં ધકેલી દેવામા આવતા હતા. તેણે પોતાની રાણીઓને પણ નજીવા અપરાધસર

જીવતી બળાવી નખાવી હતી. તેના ૨ કારણ લખ્યા છે–૧ તેઓમા પોતાના કુરૂપ-પણાની ચરચા થતી પોતે સાભળી, અને ૨ જું કારણ પોતાની નજરબાગમાં એક અશોક(આસુપાલા)ના વૃક્ષની ડાળી તોડવાનુ અશોક અવદાનમાં લખ્યુ છે (મ. અ ચ પૃ. ૧૫).

શરૂઆતમા ગાદી સારૂ ૯૯ ભાઇઓને મરાવી નખાવ્યા તોપણ તેને દયાળુ, મહાન્ ધર્મશીલ, પ્રજાપ્રિય, શૂરવીર, ડાહ્યો, અને નીતિમાન્ કહ્યો છે. તેના જેવો સુજ્ઞ અને ધાર્મિક રાજા તેના પછે હિંદુસ્તાનમાં થયો જણાયો નથી. સર વીલીયમ હંટરે હિન્દુસ્તાનના રાજાઓની માલા ગુથવાની ગોઠવણ કરી હતી તેનુ બીજું ફુલ અશોક હતો અશોકના ગુણની તારીફ બૌદ્ધ ગ્રથોમાં અતિશય લખી છે. તેમાં વધુ કરી મહાવશો નામના ગ્રથમા કરી છે એ ગ્રથ સિંહલદ્વીપના "મહા" નામના કોઈ પંડિતે પાલી ભાષામા કર્યો છે તેનો તરજુમો અંગ્રેજીમા સીલોનના ગવર્નર જ્યોર્જ ટરનરે કર્યો છે

## વૈદિક ધર્મનો ત્યાગ, બૌદ્ધ ધર્મનો અંગીકાર

અશોક પ્રથમ વૈદિક ધર્મ પાળતો હતો તેને ત્યા હમેશા સાઠ હજાર બ્રાહ્મણ જમતા હતા કોઈ ઠેકાણે આઠ હજાર જ લખ્યા છે એક દિવસે અશોક પોતાના મહેલમાથી બ્રાહ્મણોની જમણવાર જોતો હતો. ત્યા શોરબકોર બહુ થઈ રહ્યો હતો. તેવામા છેટેથી એક બૌદ્ધ ભિક્ષુક ભિક્ષા લેવાને નીકળ્યો હતો તે ઉપર તેની નજર પડી તે શાતપણેથી નીચુ જોઈ ચાલ્યો જાતો હતો અશોકે તેને ઉપર બોલાવ્યો, અને તેની વાતચીત સાભળી તેના ધર્મમા ભોળવાઈ ગયો, જેથી તેની વૈદિક ધર્મ ઉપરથી આસ્થા ઓછી થઈ, અને બૌદ્ધધર્મ ઉપર આસ્થા બધાણી. તેથી તેણે પોતાને ત્યા થતો બ્રહ્મભોજ બધ કરી, બૌદ્ધ સાધુઓને ભિક્ષા આપવાનો બદોબસ્ત કર્યો આ બનાવ અશોક ગાદીએ બેઠા પછે ૪થે વર્ષે જ બન્યો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે બૌદ્ધધર્મમા ચુસ્ત થતો ગયો તે ઉપરથી તેણે ઘણા મઠ, પોશાળ,* વિહાર† વગેરે બંધાવી બૌદ્ધ ધર્માચાર્યોને આશ્રય આપ્યો. એટલેથી બસ ન માની આગળ વર્ણન આવશે, એવી તેણે આખા હિંદુસ્તાનમાં જૂદે જૂદે ૧૮ ઠેકાણે ધર્મ-લિપિઓ લખાવી. એવા ઇરાદાથી કે જેમ આજ રાજ તરફના ફરમાનો કાગળોમાં લખી જાહેર જગાઓ ઉપર ચ્હોડવામા આવે છે પણ તે કાગળ ઉપર હોવાથી ઝાઝી મુદ્દત ટકતા નથી, પણ આ ધર્મનાં ફરમાંનો કાંઈ થોડી મુદ્દત રાખી સમજવાનાં નહી પણ તે તો "યાવચ્ચંદ્રદિવાકરૌ" પોતાની પ્રજા બોધ લેતી રહે. એવા હેતુથી એ ધર્મલિપિઓ ડુગરના મજબુત ખડકો ઉપર, ગુફાઓમાં, અને સ્તભો ઉપર તે તે દેશની ભાષામા કોતરાવી કહાડી છે, જે આજ લગભગ ૨૧૫૦ સાડીએકવીશસો

---

* પોષ્યાલય–પોષ્યવર્ગને રહેવાનાં સ્થાન. माता पिता गुरुर्भ्राता प्रजा दीनः समाश्रिताः ॥ अभ्यागतोऽतिथिश्चाग्नि: पोष्यवर्ग उदाहृतः (શા. સ્તો.) પણ પાછળથી એક જૈન વિદ્વાન્ સાધુ સાથે વાતચીત કરતા "પોશાળ" એ પોષધાલયનો અપભ્રષ્ટ છે અને તેનો અર્થ પોષધ જૈનોની એક ધર્મક્રિયા (ધ્યાન) કરવાની જગો એવો છે, એમ જાણવામાં આવ્યું.

† સાધુઓને રહેવાની જગો, તથા બૌદ્ધ દેવસ્થાનો.

પર્ષ થયા છે, તોપણ કાળની સામે ટક્કર લેતી ઉભી છે, અને હજી કેટલા વર્ષ રહેશે, એ કહી શકાતુ નથી.

અશોકને પ્રથમ બોધ દેનાર સાધુનુ નામ નિગ્રોધ હતુ, પણ તેના ગુરૂ તરીકે ઉપગુપ્તાચાર્ય લખ્યા છે, જે પૂર્વાશ્રમે મથુરાનો વાણિયો હતો તેને રહેવા માટે અશોકે કુક્કુટારામ (કુકડાબાગ)મા મોટા મઠ બાંધી આપ્યો હતો. તે ૧૭ વર્ષની ઉમરે જ સાધુ થયો હતો, અને તે વેણુવન નામની ગુફામાં રહી ધ્યાનમગ્ન રહેતો (પૃ ૧૦-૨૩).

## બૌદ્ધ ધર્માચાર્યોની મહાન્ સભાઓ અને બૌદ્ધ ધર્મનો પ્રચાર

અશોકના વખતમા બૌદ્ધ ધર્માચાર્યોની મોટી મોટી સભાઓ ભરાતી તેમા ૧ ઇ સ પહેલા ૨૪૪ મા વર્ષમા ૧ હજાર ધર્માધ્યક્ષોની પટણામાં ભરાણી હતી પછી એક મોટી બૌદ્ધસભા ઇ સ. પૂ. ૨૪૧ મા ગગા કાંઠે જેમા મોગલી-પુત્ર તિષ્ય સાધુ ઉતર્યો હતો તે બગીચામા ભરી હતી તેનો સભાપતિ તે તિષ્ય જ હતો તેમા ભિક્ષુકોની પરીક્ષા થઈ હતી, જેમા ૬૦ હજાર ખોટા ભિક્ષુકો ઠરતા તેને બાહ્ય કર્યા હતા; અને તે પછે રહેલા શુદ્ધ ભિક્ષુકોમાથી વિદ્વાન્ વિદ્વાન્ ૧ હજાર ભિક્ષુકો ગોતી તેને ત્રિપિતક ગ્રથના શોધનુ કામ સોપ્યુ હતુ. તે ૯ મહીને તેઓએ પૂરૂં કર્યુ હતુ એ ત્રિપિતક ગ્રથમા ૧ વિનયપિતક, ૨ સૂત્રપિતક, અને ૩ અભિધર્મપિતક છે ૧ લામા સાધુઓ અને સાધ્વીઓએ કેમ વર્તવુ, એ નિત્યાચાર વર્ણવ્યો છે, ૨ જામા ઉપાસકો સબધી સૂત્રો છે, અને ૩ જામા બૌદ્ધ ધર્મના સિદ્ધાતો છે એ ગ્રથો બુદ્ધના મરણ બાદ મહા કાશ્યપ નામના ભિક્ષુએ કર્યા છે (મ અ ચ પૃ ૨૪-૨૬) બૌદ્ધધર્મના સૂત્રો એકત્ર કરવા, તથા ધર્મ પ્રસાર કરવા મોટી તજવીજો ચાલતી, અને અશોક પોતાના અને પોતાના પડોસના મુલકમા ધર્મનો બંદોબસ્ત તથા બોધ દેવા સારૂ મત્રીઓ તથા બોધકો મોકલી ધર્મનો ફેલાવો કરતો. તેણે કાશ્મીર અને ગધાર દેશમા ધર્મરક્ષિતાના ઇલકાબથી સાધુઓને મોકલ્યા હતા અને હિમાલયમાં મધ્યમ અને કશ્યપ નામના સાધુઓને બોધ દેવા મોકલ્યા હતા. તેણે "યૌનધર્મરક્ષિતા" ના ઇલકાબથી એક સાધુને યવન દેશ (ગ્રીસ)મા અને બીજા સાધુઓને અપરાત† (સિધુની પડોસનો દેશ) તેમ જ મહારાષ્ટ્ર વગેરે દેશોમાં મોકલ્યા હતા તેઓએ હજારો માણસોને બોધ દઈ બૌદ્ધ ધર્મમા આણ્યા હતા. બૌદ્ધ સાધુઓ મિસર દેશમા અલેકઝાંડરીયા તરફ પણ જતા હતા

દીપવંશના ૮ મા અધ્યાયમાં અને મહાવંશના ૧૨ મા અધ્યાયમા બનેમા નામ સહિત દેશવાર આ પ્રમાણે મોકલ્યાનુ લખ્યુ છે. કાશ્મીર અને કદહાર (કાબુલ નદીને દક્ષિણ કીનારે) મઝ્ઝતિકાને, મહીસોરમા મહાદેવને, વનવાસી (રજપુતાણામાંના ઉજડવનના સીમાડાનો ભાગ, (હ્રીસ ડેવીસ)માં રક્ષિતને, અપરસ્તકમાં* ધર્મરક્ષિતને, મહારાષ્ટ્રમા મહાધર્મરક્ષિતને, યોન† દેશમાં મહારક્ષિતને, હિમાલયના પડધારામાં મજ્ઝિમ, દુરભિસાર, સહદેવ, અને મૂલકને, બ્રહ્મદેશમાં સેનને, અને

* અપરાતક-પજાબની પશ્ચિમ તરફનો દેશ. અ. પૃ. ૪૪. † ગ્રીક રાજ્યો સીરીયા વગેરે (અ. પૃ ૪૪)

સીલોનમા મહેંદ્ર (મહીંદ)ને, ઈત્યાદિ કુલ ૨૫૬ ધર્મોપદેશકો મોકલ્યા હતા (મ. અ. ચ. પૃ, ૨૭–૪૯)

એ રીતે ધર્મની બાબતમા અને લોકોને નીતિથી પાળવાની બાબતમાં અશોકનો વખત સુવર્ણ–યુગ કહેવાતો (પૃ ૭૨), અને એ સમય બૌદ્ધ ધર્મનો મધ્યાહ્નકાળ હતો. અશોકના દેશ મગધનુ નામ બાહાર* અથવા બિહાર† પડ્યું છે. તે વિહાર શબ્દમાથી અપભ્રષ્ટ થયેલુ છે વિહાર એટલે સાધુઓને રહેવાની મઠભૂમિ (બૌદ્ધ ધર્મના દેવસ્થાનો) એવો તેનો અર્થ છે, એટલે આખો દેશ બૌદ્ધ સાધુઓથી ભરેલો હતો

**અશોકની રાજ્યસીમા**

અશોકના રાજ્યની સીમા ઉત્તરે હિમાલયથી દક્ષિણે કન્યાકુમારી સુધી અને પૂર્વમા મગધથી તે પશ્ચિમે સૌરાષ્ટ્ર સુધી હતી બીજે સ્થળે પૂર્વમા બંગાળા અને આસામ, દક્ષિણે ગોદાવરી કાંઠો, પશ્ચિમે સૌરાષ્ટ્ર અને સિંધુ કાંઠો, અને ઉત્તરે કાશ્મીર તથા હિમાલય સુધી, એટલે આખા હિંદુસ્તાનનો ૩/૪ ભાગ તેના પાસે હતો એમ લખ્યુ છે (મ અ ચ પૃ ૧–૨)

અશોકના રાજ્યના સીમાડાના ચાર લેખોથી જણાય છે, કે તેની આજ્ઞા કાબુલથી બંગાળ અને ઉડીયા સુધી, અને હિમાલયથી સૌરાષ્ટ્ર અને માળવા સુધી મનાતી હતી રૂદ્રદામાના જુનાગઢવાળા લેખમાં લખ્યું છે, કે સૌરાષ્ટ્રમાં અશોક રાજા તરફથી "તુષપ્સ" નામનો યવન અગર ગ્રીક અમલદાર હતો, તોપણ ત્યાના સ્થાનિક અમલદારો તેના સુબા તરીકે રાજ્ય ચલાવતા હશે, એમ વધુ સંભવ લાગે છે અશોકે પોતાના દેશની પેઠે પારકા દેશના પોતાના મિત્ર રાજાઓ સાથે પણ ધર્મના પ્રચાર કરવા બંદોબસ્ત કર્યો હતો એ તેના ગિરિનારના લેખના ૫ મા અને ૧૩ મા શાસનોથી જણાય છે ૧૩ મા શાસનમા એવા ૫ રાજાઓના નામ લખ્યાં છે, જેમા ૧ "અન્ટીઓકાયોન રાજા" (એન્ટીઓકસ યવન‡ રાજા ૨ જો), ૨ મિસર દેશના તુલમાઈ (ઇજીપ્તના બાદશાહ ટોલમી § ૨ જો ઇ સ થી ૨૪૬ વર્ષ પહેલા હતો), ૩ માગા (ગ્રીસમાના સાઇબીરી નામના એક પ્રાંતનો રાજા), ૪ આલકસુનરી (અલેકઝાંડર સિકંદર નામનો સિકંદર ધિ ગ્રેટ નહિ, પણ બીજો) ‖ એન્ટીગોનસ (એન્ટીગોનસ ગોનેટસ–મકદુનિયાનો બાદશાહ ઇસવીસનથી ૨૪૩ ¶ વર્ષ પહેલા હતો). ઉપર લખેલા રાજાઓ અશોકના વખતમા પશ્ચિમ દેશમા એક કાળે હતા, એમ યુનાની ગ્રંથો ઉપરથી પણ જણાય છે

* નર્મકથા કોષ, સૌરાષ્ટ્ર ઇતિહાસ, અને હંટર કૃત ઇતિહાસમા છે † મોનીયર વિલિયમ, વામન શિવરામ આપ્ટેકૃત સંસ્કૃત અંગ્રેજી ડીક્ષનેરી, અને હંટર કૃત ઇતિહાસમા બીજે સ્થળે છે

‡ ગ્રીસનો–સીરીયાનો ઇ સ પૂ ૨૬૦–૨૪૭. § ટોલેમી ફીલાડેલ્ફોસ. (ઇ પૂ. ૨૮૫–૨૪૭) ‖ ઈ પૂ ૧૭૮–૨૪૨ ¶ ઇઆઇરોસનો ઇ. પૂ. ૨૬૨–૨૫૮. (અ. પૃ. ૧૪૨).

**તેનો યવન સુબો**

અશોકનો સૌરાષ્ટ્રનો સુબો યવન હતો, એ બાબત ધ્યાન દેવા યોગ્ય છે તે પણ સામાન્ય યવન નહિ, પણ યવનરાજ લખ્યો છે, એટલે કોઈ રાજવંશી યવન હતો. એથી સૌરાષ્ટ્ર સાથે યવનોનો સબંધ પ્રાચીનકાળથી હતો એમ જણાય છે. અશોક પોતે હિંદુ ક્ષત્રિય રાજા છતા તેણે સૌરાષ્ટ્રમા યવન જાતનો સુબો કેમ રાખ્યો હશે, તેને માટે વિદ્વાનો ઘણા અનુમાન કરે છે ૧ યવનો આગળથી જુનાગઢમા સત્તા ભોગવતા હતા તેમાનાજ કોઈ રાજબીજને પોતાનો ખંડિયો કરી સુબો ઠરાવ્યો હોય, ૨ અથવા કાઠિયાવાડની પ્રજાનો એટલો બધો સબંધ યવનો સાથે બધાઈ ગયો હોય કે કોઈ યવન સુબો નીમાય, એ તેઓની ઇચ્છાને અનુસરીને ખાસ રીતે કરવામાં આવ્યુ હોય, ૩ અથવા યવન રાજાઓ જોડે અશોકને કોલકરારનો સબધ હતો તેથી અશોક પોતે યવનોને ખુશી રાખવા કદી કિનારાના વેપારના પ્રદેશમા યવન સુબો રાખ્યો હોય

**ધર્મલિપિનાં અઢાર સ્થળ**

અશોકને હિંદુસ્તાનનો ચક્રવર્તી આગળ લખ્યો છે, તેથી જ તેણે હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સૂધી નીચે લખેલે ૧૮ સ્થળે ધર્મ લિપિઓ કોતરાવી છે:—

૧ કપર્દિગિરિ અથવા શાહાબાજ ઘઢીમા—કાબુલમા અફગાનીસ્તાનની સરહદ ઉપર, પેશાવરથી ઇશાનમા ૪૦ માઇલ અને અટકથી ઉત્તર પશ્ચિમે ૨૫ માઇલ, યુસફઝાઈ જીલ્લો છે તેમા શાહાબાજ ઘઢી નામની જગા પાસે ડુંગરની ખડકમા છે આ સ્થળ અક્ષાશ રેખાશ ૩૫—૭૨ ની સંધિ પાસે સુમારે છે આ લેખની લિપિ ફારશી ઢબ પ્રમાણે જમણી બાજુએથી લખેલી છે ઘણુ કરી તે જૂની પહેલવી જેવી છે તેને ગાધાર લિપિ પણ કહે છે, અને આરીયનવાળી પણ લખે છે

૨ ધવલી અથવા ધોલીમા પૂર્વ હિંદુસ્તાનના બીજા છેડા ઉપર, ઉડીસા અથવા ઓરીસા દેશનાં કટક પ્રાતમા, કટક અને જગન્નાથજી વચ્ચે, જગન્નાથજીથી ૨૦ માઇલ ઉત્તરે અને કટકથી ૨૦ માઇલ દક્ષિણે ધવલી અથવા ધોલી ગામ છે ત્યા પહાડમાં એક ખડક ઉપર છે આ સ્થળ અક્ષાશ રેખાશ ૬૦—૮૫ની સધિ નજીક સુમારે છે ખડકની એક બાજુ ઉપર પહાડ આવેલો છે, અને બીજી બાજુ લેખ કોતરાવેલો છે. લેખ ચોરસ તથા અક્ષર જુનાગઢના લેખના જેવા છે

૩ જુનાગઢ અથવા ગિરનારમાં—કાઠિયાવાડ પ્રાતમા જુનાગઢ શહેર પાસેના ગિરનાર પર્વત જવાને રસ્તે બે પાહાડ વચ્ચેનો રસ્તો શરૂ થતા જમણી બાજુએ ખડક ઉપર છે. આ લેખ સહુ લેખોમા મુખ્ય છે, કેમકે બહુ ભાગે પૂરો અને મોટો છે.

૪ ખાલસીમાં—દેરાદુન પાસે પશ્ચિમોત્તર દેશમા દેરાદુન જીલ્લામા, જમનાને પશ્ચિમ કીનારે, ખાલસી નદી પાસે, મસુરીથી ૧૫ માઇલ કવીર્ટજ નામના ખડક ઉપર છે આ સ્થળ ગગાદ્વારથી ઉત્તરે અક્ષાશ રેખાશ ૩૧—૭૭ની સંધિ પાસે સુમારે છે. (આ લેખ સહુથી છેલ્લો કોતરાવ્યો છે અને તે ગિરિનારના જેવી લિપિમા લખેલો છે. તેમાં મથાળે હાથીનું ચિત્ર છે)

૫ વૈરાટ અથવા બૈરાટમાં, રજપુતાણામા અજમેરથી ઇશાને, બહાદુરગંજમાં દિલ્લી અને જયપુરની વચ્ચે, જેપુરથી ૪૧ માઇલ ઉત્તરે, અલવરથી પચિશ માઇલ

પશ્ચિમે અને ભાભરાથી ૩ ગાઉ વૈરાટ નામની જગો છે (જે પાંડવોની પ્રાચીન વિરાટ નગરી છે) ને પાસે લાલ ગ્રેનાઇટ નામના પથ્થરના ખડક ઉપર છે આ સ્થળ અક્ષાંશ રેખાશ ૨૮–૭૬ ની સધિ નજીક આશરે છે આ લેખ ઉપરથી તે બૌદ્ધધર્મી હતો એમ સાફ જણાય છે

૬ જોગડા અથવા જૌગઢમા–મદ્રાસના ગજામ જીલ્લામા, બરામપુરથી ૧૮ માઇલ વાયુકોણમાં, ગજામ શહેરથી ૧૮ માઇલ નૈઋતે, જૌગડા અથવા જૌગઢમા ખડક ઉપર છે આ સ્થળ અક્ષાશ રેખાશ ૧૯–૮૫ ની સધિ નજીક આશરે છે અક્ષર ગિરિનારના જેવા છે. લેખ જુદા જુદા ૩ કટકાઓ ઉપર લખેલો છે જેમા ૧–૨ માં પાચ ને ૩ જામા શાસન છે

૭ દીલ્લીમા–શિવાલિકનો અને બીજો મિરતનો એમ બે સ્તભમાં છે શિવાલિકનો સ્તભ જમુના નદીને કાઠે હતો ત્યાંથી તેની મતલબ જાણવા ફીરોજશા તઘલકે દીલ્લીમા મગાવ્યો તેથી તેનુ ફીરોજશાહની લાટ નામ પડયુ છે. આની નકલ "રહેનુમાઈ દીલ્લી" નામની ઉરદુ કીતાબમાં પૃ. ૩૭૦ અને ૩૮૧ સૂધીમા સાધારણ રીતની છે, તે ઉપરથી એ અક્ષરો પણ ગિરિનારના લેખ જેવા જ જણાય છે (આ ચોપડી વોટસન મ્યુઝીયમમા મે. વોટસન સાહેબના સગ્રહમાથી આવેલી છે.) આ સ્તભ યમુના કાઠે આવેલા ખીજરાબાદ પાસે હતો તે ઉચો ૬૪ ફુટ હતો તેમા ૧૬ ફુટ જમીનમા હતો એમ "સમશી શિરાજ" નામના ફારશી ગ્રથમા લખ્યું છે. હાલ તેની ઉચાઈ ૪૨॥ ફુટની છે એમ જનરલ કનીગહામ લખે છે આ સ્તંભની ચારે બાજુ લેખ છે (મ અ ચ પૃ ૪૨–૪૪).

૮ પ્રયાગમા–એટલે અલાહબાદમા કીલ્લાની વચ્ચોવચ્ચ થાભલા ઉપર છે.

૯ રધિયામા–લૌરિયા, અરરાજ, અથવા રથિયા અથવા રાઢિયામા સ્તંભ ઉપર છે. આ લૌરિયા પટણાથી ૭૦ માઈલ ઉત્તરમાં બગાળામાં ચપારણ જીલ્લામા છે, અને તે બિટિયાથી ઉત્તરે હોઇને અક્ષાશ રેખાંશ ૨૭–૮૫ ની સંધિ ઉપર સુમારે છે

૧૦ મહીસુરમા–મહીસુરના ચિત્રોલવરૂગ (ચિત્ર દૂર્ગ) જીલ્લામા પથ્થરની લાદીઓ ઉપર છે આ લેખ ૪–૫ વર્ષથી મળ્યા છે

૧૧ માન્સેરા–પજાબમાં સિધુ નદીની પૂર્વ તરફ રાવલપિંડીથી ઉત્તર ઈશાનમા ૪૮ માઇલ અ રે ૭૩–૩૪ ઉપર માનસેરા ગામ આગળ ખડક ઉપર છે

૧૨ રામપુરા*–બગાળમા પચારણ્ય જીલ્લાના નેપુરની તરાઇમા રામપુરા અથવા રામપુરવા આગળ થાભલા ઉપર છે

૧૩ સહાસ્રામ–બગાળાના શાહાબાદ જીલ્લામા બનારસથી ૭૦ માઇલ ઈશાન કોણે અને પટણાથી ૯૦ માઈલ અગ્નિકોણે કમુર નામના પાહાડામા સહસ્રામ નામની જગામા ચંદનપીવ નામની ટેકરીના માથા ઉપર ગુફામા છે આ સ્થળ અક્ષાશ રેખાશ ૨૫–૮૪ ની સધિ નજીક સુમારે છે

---

* આ "રામપુર" કે "રામપુરવા"નુ સ્થળ ચોકસ થયું નથી ૧ રામપુર મુરશીદાબાદની ઉત્તરે છે ૧ શ્રીરામપુર છોટા નાગપુરની ઈશાને છે. ૧ રામપુર રૌટ મુરશીદાબાદની પશ્ચિમે છે, અને ૧ વિરામપુર પટણાની પૂર્વે છે

૧૪ રૂપનાથ—મધ્ય પ્રદેશના જબલપુર જીલ્લામા જબલપુરથી ૩૫ માઈલ ઉત્તરે બહુરીબંધન નામની જગો ઉપર કૈમુરના ડુંગરમાં રૂપનાથની જગો ઉપર ખડકમા છે. આ સ્થળ અક્ષાશ રેખાશ ૨૩—૮૧ ની સંધિ નજીકમા સુમારે છે

૧૫ સાચીમાં—મધ્ય પ્રદેશના ભોપાળના રાજ્યમા ભીલસાની પાસે સાચીના પ્રખ્યાત સ્તૂપવાળી જગા આગળ સ્થંભ ઉપર છે.

૧૬ સોપારામા—મુબઇથી ઉત્તરમાં ૩૭ માઇલ વસઇની પાસે કોકણની પ્રખ્યાત જુની રાજધાની સોપારા છે. ત્યા પથ્થર ઉપર છે.

૧૭ મથિયામા—બંગાળમાં ચંપારણ્ય જીલ્લામા લૌરિયા, નવંદ(નવનંદ) ગઢ, મથિયા, અથવા માટિયા નામની જગો આગળ તિરહુટ પાસે થાભલા ઉપર છે. આ નવંદઘઢ અથવા બીજુ લૌરિયા બિટીયાથી ૧૫ માઇલ નૈઋતે અને ગંડકી નદીથી ૧૦ માઇલ પૂર્વે છે, અને એ અક્ષાશ રેખાશ ૨૬—૮૫ ની સન્ધિ પાસે સુમારે છે

૧૮ બરાબર ગામમાં—બંગાળ તરફ બિહારમા ગયાજીથી ૧૫ માઈલ ઉત્તરે બરાબર ગામ પાસેની ગુફામા આહી અશોકના રાજ્યના ૧૨ તથા ૧૯ મા વર્ષમાં (ઇ પૂર્વે ૨૫૧ તથા ૨૪૪ વર્ષે) લખેલા ૩ લેખ છે આ સ્થળ અક્ષાશ રેખાશ ૨૫—૮૫ ની સંધિ નજીક સુમારે છે

૧૯ બકરા*—પણ અશોકના લેખના સ્થળ તરીકે ઇતિહાસતિમિરનાશકમાં લખ્યુ છે પણ તેનુ સ્થળ બતાવ્યુ નથી. (કદી બકરાને બદલે બકરાર હોય, કેમકે એ નામ અશોકના સંબંધમાં છે પણ ત્યા લેખ નથી માત્ર સ્થંભ છે)†

---

* "આબકરા" કે "બગ્રોર" નામફેરે જેત "બક્કર" હોય તો તે હૈદરાબાદથી ઇશાને સક્કર પાસે જૈનોના પવિત્ર સ્થળ તરીકે છે (બૃ ઇ. પૃ ૭૮)

† હંટરકૃત ઇતિહાસમા અશોકે ૪૦ ઠેકાણે ધર્માજ્ઞાઓ કોતરાવ્યાનુ લખે છે પણ તેના તેણે સ્થળ ગણાવ્યા નથી તેથી એમ અનુમાન થઈ શકે કે તેણે લેખનાં સ્થળનો નહી પણ લેખ અંક મૂકયો છે, કેમકે એકે સ્થળમાં એકથી વધુ લેખો હોઇને તે વખતે લેખનો તેટલો સરવાળો હશે બાકી લેખના સ્થળ તે ઉપલ્યા ૧૮ અને તે સિવાય વધુ જાણવામા આવતાં ૧ ખંડગિરિ (ઉદયગિરિ,) ૨ ધૌલિક, ૩ રામગઢ, ૪ નેપાળ; ૫ નાગાર્જુની) કુલ ૨૩ થાય છે

લેખની સંખ્યા આ પ્રમાણે થાય છે.

૧૬ પાહાડ અથવા ખડક અથવા પથ્થર ઉપરના લેખો ૧૬

- ૧ કપર્દિગિરિમાં શાહબાજ ગઢીસા ... ૧
- ૨ ધૌલીમા કેમકે ૨ શાસન સાવ નવાં છે તેથી ... ૨
- ૧ ગિરિનરમાં ... ... ૩
- ૧ ખાલસીમાં ... ... ૪
- ૨ બૈરાટમા જુદે જુદે સ્થળે ૨ છે ૫
- ૨ જૈગઢમા. ધૌલીની પડે છે. ૬
- ૧ માન્સેરામા (આ લેખ કાર્પસ ઇન્સ્ક્રીપશીઅનિમ્ ઇંડીકારમ્મા નથી) ૭
- ૧ સહસ્રનમમા ... ... ૮
- ૧ રૂપનાથમા ... ... ૯.
- ૧ મહીસુરમા (આ લેખ કાર્પસ ઈ ઈ માં નથી)... ૧૦.
- ૧ સોપારામા ... ... ૧૧.

## ધર્મલિપિઓનો સમય

આ ધર્મલિપિઓ તેણે ગાદીએ બેઠા પછી ૧૩મા વર્ષથી ૧૮મા વર્ષ સુધી ૫ વર્ષમા અને દીલ્લીની ફીરોજશાહની લાટવાળી ૨૭મે વર્ષે એમ વખતોવખત લખાવી હતી અને તે ખડક ઉપર ગુફામા અને સ્તંભો ઉપર એમ ૩ પ્રકારથી લખાવી છે એમ તે જે સ્થળના વર્ણન ઉપર લખ્યુ છે તેથી જાણવામા આવ્યું છે.

જુનાગઢ, કપર્દિગિરિ અને ધવલીના લેખો આજથી આશરે ૫૫ વર્ષ ઉપર વાચવામા આવ્યા હતા અને ખાલસી તથા ગજામના લેખ તે પછી વાચ્યા હતા. મહીસુરના લેખ તો માત્ર ૪-૫ વર્ષથી જ જાણવામા આવ્યા છે, અને સોપારામાથી માત્ર ૮ મી ધર્માજ્ઞા સને ૧૮૮૨ મા મળી હતી ધૌલી અને જોગઢમાં ૧૪ ઉપરાત ૨ શાસન નવાં છે તેની ભાષાની લખાવટ જુદી જ છે (અ પૃ ૭૧). અશોકના લેખવાળા સ્તભો જમના અને ગડકી નદીની વચેના ભાગમાથી મળ્યા છે.

લેખ સિવાયના સ્થભો પણ અશોકે ઘણા ઉભા કરાવ્યા છે, જેને મથાળે સિંહવાળા શિખરો છે એવા સ્તભો તિરહુત, ગાજીપુર, અને બુધગયા નજીક બકરોર માંથી મળ્યા છે, અને એક સ્તભ પંજાબમા પ્રાચીન *તકસીલામાથી પણ મળ્યા છે સ્તભ વગરના એટલે સ્તભ નાબુદ થઈ માત્ર સિહવાળા શિખરો જ રહેલા એવા ભાગ ભીલસા, સાચી, ઉદયગિરિ, અને સકિસામા મળ્યા છે

[૧]રામગ્રહ,† [૨]ખડગિરિ, [૩]દ્યોતિક અને [૪]નાગાર્જુની, એ સ્થળોમા પણ અશોકના લેખ છે એમ કોર્પસ ઇન્સ્ક્રીપશન ગ્રથમા જોતા જણાય છે, પણ નાગાર્જુનીમા તો અશોકના નહી પણ તેના પૌત્ર દશરથના લેખ છે .

---

૧ ખડગિરિમા (નીચે નબર ૨ ની નોટ જુવો) ... ૧૨
૧ દ્યોતિકમા (નીચે ન. ૩ની નોટ જુવો.) ... ... ૧૩.
૧૭ ગુફાના લેખો.
૩ બરાબરમા .. ... ૧૪
૩ નાગાર્જુનીમા (આમા અશોકના પૌત્રના લેખ છે) ૧૫.
૯ (ખડગિરિમા) ... ૦
૨ રામગઢમા (નીચે નં. ૧ની નોટ જુવો) ... ... ૧૬.

૧૨ સ્તભ લેખો
૪ દીલ્લીમા બે સ્તભના ૧૭
૩ અલાહબાદ (પ્રયાગ)મા. ૧૮.
૧ લૌરીયા અરરાજમા .. ૧૯.
૧ ,, નવદઘઢમાં .. ૨૦
૬ સાચીમા ... . ૨૧
૧ રામપુરામાં .. ૨૨.
૧ નેપાળમા ૨૩.
(આ બ કાર્પસ ઇ ઇ મા નથી) (નીચે ન ૪ની નોટ જુવો)

૧ સિરગુજમા છે. ૨ ભુવનેશ્વરથી વાયુમાં ૪ માઇલ અને કટકથી નૈ. ૧૯ માઇલ ૩ નાગપુરથી અગ્નિકોણે ૫૦ માઇલ નાનુ ગામડુ છે ૪ તાહશીલ તાલુકામાં નિગ્લીત નામના ગામડામા તળાવ પાસે.

* તકિસલા—જેલમ અને સિંધુનદી વચ્ચે અટક પાસે એક પ્રાચીન શહેર હતું (સાહિત્યદ ૫૧) † આંહ “રામગઢ” લખ્યુ છે અને અ ૨ ૨૩-૮૩ ઉપર છે જબલપુરથી પૂર્વે

## નેપાળમાં નવો લેખ

નેપાળમા અશોકનો એક લેખ હાલમાં નવો મળી આવ્યો છે, તે નેપાળના તાહસીલ તાલુકાના નીજ્લીવા (નિગ્લીવ) નામના ગામડાના તળાવની નજદીક સ્તંભ ઉપર કોતરેલો છે એ સ્તભના ૨ કટકા થઈ ગયા છે તેમા ૧ કટકો જમીનમા ખોસેલો રહ્યો છે અને ઉપરનો કટકા આજુબાજુમાથી તપાસ કરતાં મળી આવ્યો છે. ખોસેલા કટકામા અશોકનો લેખ છે અને પડી ગયેલા કટકામા બબે લીટીનાં ૨ લેખ જેમાંના ૧ દસમી અને ૨ જો ૧૨ મી સદીનો કોતરેલો જણાય છે વાયવ્ય પ્રાતના જૂના શોધખાતાના વિદ્વાન્ મી૦ એ ફુરરે આ લેખ જોયા છે, અને તે અશોકની ૧ આજ્ઞા તેમા છે, એમ પોતાના રીપોર્ટમા જણાવે છે; પણ તે કટલામી આજ્ઞા છે એમ તેમા જણાવ્યુ નથી તેમ કઈ લિપિમાં અને કઈ ભાષામા છે એમ પણ લખેલુ જણાતુ નથી ત્યાના લોકો એ લેખના થાભલાને "ભીમસેનની બીડી પીવાની નળી" એવા નામથી ઓળખાવે છે મી૦ ફુરર એ લેખ ઉપરથી એક એવો સાર કાહાડે છે કે બૌદ્ધ ધર્મ હાલ જેટલો જૂનો માનવામાં આવે છે તેનાથી પણ તે વધુ જૂનો હોય એમ સભવે છે અને તે ઇ સ ની પહેલા ૪૭૭ વર્ષનો જૂનો હોવો જોઇએ (મુ સ ૨૪-૩-૯૬)

આ લેખ ડા ફુહરરના ("ગુજરાતશાળા" પત્રમા ફોહર અને "મુંબઇ સમાચાર"મા ફુરર લખ્યુ છે પણ તેના ખુદના કાગળમા અને "રૂલર્સ ઓફ ઇંડિયા અશોક"મા તેનુ સ્પેલિંગ FUHRER (એફ યુ એચ આર ઇ આર.) લખ્યુ છે અને 'યુ'ના બંને છેડા ઉપર એકકે ટપકું કરેલું છે એથી ફુહરર નામ ખરૂ લાગે છે) જોવામા આવ્યો છે એમ જ્યારે જાણ્યુ ત્યારે તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો તેમાં ૧ કાગળ ૯૭ ના જાનેવારીમા અને ૨ જો ફેબ્રુઆરીમા એમ ૨ પત્રો લખ્યા હતા. તેનો જવાબ તા૦ ૨૩ મી ફેબ્રુઆરીનો આવ્યો જેમા એ લેખની અંગ્રેજી અક્ષરે નકલ મોકલવાની મહેરબાની કરી અને તેનો ભાવાર્થ પણ લખી મોકલ્યો તે પછે એ જ સાલના અને એ જ માસના "ગુજરાત શાળા"પત્રમાં તે વિશે સવિસ્તર હકીકત જોવામાં આવી અને તે પછે મરાઠી અશોકચરિત્રમાં વાચવામા આવ્યુ. એ બધાનો સાર એ છે કે-હિંદ સરકારની સૂચનાથી નેપાળના મહારાજા સાહેબે વાયવ્ય પ્રાતની અને અયોધ્યાના પ્રાચીન શોધક ડા ફુહરરને નેપાળમાં ફરી આ બાબતની શોધ કરવાની પરવાનગી આપી હતી, અને પોતાના ભાઈ સરદાર ખડ્ગ સમશેર ને મોજે નિગ્લીવ ગામે ("મુંબઈ સમાચાર"મા નીજ લીવા લખ્યું છે તે અંગ્રેજી અક્ષરના G ને ग અને ज; અને A ને अ, आ અને ओ વાચવાની ખામી ભરેલી પદ્ધતિને લીધે થયું હશે) ડા. ફુહરરને મળી તેને મદદ કરવાની ભલામણ કરી હતી. એ નિગ્લીવ ગામમા કોન ગમન બુદ્ધ (જેને મ. અ. ચ માં કોનાક મન લખ્યો છે તે)ના નિર્વાણનો રૂપ અને એ વિશેનો અશોકનો લેખ છે તે ઉપરથી ત્યાં અને ત્યાથી ૫ ગાઉ સુધી વાયુકોણમાં શોધ કરવાનો ડા. મોસુફનો વિચાર હતો. જોગાનુજોગ એવું બન્યું કે સરદાર ખડ્ગ સમશેર ડા મોસુફને નિગ્લીવ ગામે ભેળા થઈ શકયા નહીં પણ ત્યાંથી ઇશાનમા ળા ગાઉ બુતોલ જીલ્લામાં ભગવાનપુર તાલુકા નજીકમા જે પેડેરિવ ગામમાં (મ અ. ચ. માં પદિરા લખ્યું

છે) ભેળા થયા. ત્યાં સરકારના મુકામની પાસે કેટલાક સ્તૂપોનાં ખંડેરોની વચમાં એક શિલાસ્તંભ જોવામા આવ્યો, જે જમીનની સપાટીથી ૫ ગજ ઉંચો હતો તે ઉપર કેટલાક જાત્રાળુઓએ નોધ કરી હતી તેમાની દરેક નોંધ ઇસવી સનના સુમારે ૯ મા શતકની હતી. સરદારને કહી આ સ્તંભ ખોદાવ્યો તો તે જમીનની અંદર ૭ ગજ ડટાએલો હતો, અને તે ઉપર મહારાજા અશોકનો અખંડિત શિલા-લેખ જોવામા આવ્યો. આ શિલાલેખમા અશોકે લખાવ્યુ છે કે, "મને ગાદીએ બેઠાને ૨૦ વર્ષ થયા ત્યારે (અર્થાત્ ૨૧ મે વર્ષે) (આશરે બી સી ૨૪૦-મા) હું અહીં આવ્યો અને પૂજા કરી અને અહી લુબિની ગામમા ભગવાન્ શાકયમુનિ બુદ્ધ ઉત્પન્ન થયા છે, એમ લોકોને જણાવવા શિલા ઘડાવી અને શિલાસ્તભ ઉભો કરાવ્યો." ("શાળાપત્ર"મા લુંબિની બાગ લખી છે) આ જગાને ત્યાના લોકો રુમીનદે એ નામથી ઓળખે છે અને ત્યાના અમલદારો તે સ્થળને રુપદેવનું સ્થાન કહે છે. એ સ્થળ બંગાળ અને વાયવ્ય રેલવેના બ્રીજગમન નામના સ્ટેશનથી ઉત્તરે ૯ ગાઉ છેટું છે, તેમા ૩ ગાઉ નેપાળની હદ્દમા છે

"રુલર્સ આફ ઇડિયા અશોક"માં એ લેખની નક્લ અને અંગ્રેજી અક્ષરે અક્ષરાંતર પૃ ૧૮૫ મે આપ્યુ છે, તેનું બાળબોધ અક્ષરાતર કરતા પેહેલી પક્તિમાં વિ, બીજીમા નિ અને ત્રીજીમા મિ મૂળ નક્લમાં દીર્ઘ છતા અગ્રેજીમા હ્રસ્વ લખ્યા છે એમ જોવામા આવ્યુ, પણ ડા કુહરરે ખુદ્દ મોકલેલા અગ્રેજી અક્ષરાંતરમાં મૂળ પ્રમાણે જ છે તેમ પંક્તિ ૨ જીમા મૂળ નક્લમા ધે છે તેને ડા મોસુફે દ્ધે લખ્યો છે

મરાઠી અશોકચરિત્રમા પડિરા (પદેરિય) ગામના લેખનો સાર લખ્યો છે તેમા "અહી કર માફ કરવામા આવે એ સારૂ અશોક તરફથી નાણું વેચવામા આવ્યુ" એટલુ વિશેષ લખ્યુ છે, અને નિગ્લીવ ગામના સ્થંભ ઉપરના લેખના સારમા લખ્યુ છે કે અશોક પોતાના રાજ્યાભિષેક થયે ૧૪ વર્ષ થયા હતા ત્યારે અહીં આવ્યો અને બુદ્ધ કોનાકમનના સ્તૂપનો બીજીવાર વિસ્તાર કર્યો. પોતાના રાજ્યા-ભિષેકને ૧૦ વર્ષ થયા હતાં ત્યારે તેણે પોતે ત્યા જઈ પૂજા અર્પણ કરી હતી અને આ સ્તંભ તેની આજ્ઞાથી ઉભો કરાવવામા આવ્યો છે (પૃ ૫૦).

નેપાળના નવા લેખ ઉપરથી જે જુના શોધ ઉપર નવુ અજવાળું પડયુ તેને માટે "શાળાપત્ર"મા અને મરાઠી અશોકચરિત્રમા લખ્યુ છે અને તે ડા કુહરરનુ જ નિર્ણિત હશે (કેમકે શાળાપત્રમા તેવુ સ્પષ્ટ લખ્યુ પણ છે) તે એ કે અશોકે પોતાના રાજ્યાભિષેકના ૧૫ મા વર્ષે કોનાકમન બુદ્ધના સ્તૂપનો વિસ્તાર કર્યો, એટલે બી. સી. ૨૫૯ ના વર્ષમાં એ સ્તૂપ હયાત હતો અને કોનાકમન બુદ્ધ ગૌતમ બુદ્ધ પછે ઘણે કાળે થયો છે તેથી ગૌતમ બુદ્ધના નિર્વાણનો કાળ કેટલાક પડિત બી સી. ૩૫૦ કે ૩૨૫ નો ઠરાવે છે તે બનશે નહીં પણ તેની પેહેલા ૧૦૦ વર્ષે એટલે બી. સી. ૪૭૭ વર્ષનો સુમાર આવશે, એમ જણાય છે.

## અશોકના જુદાં સ્થળના લેખોમાં ફેરફાર

જુદા જુદા ઠેકાણાના અશોકના લેખોમાં કેવો કેવો ફેરફાર છે, એ દેખાડવા ડાકતર ભગવાન ઇંદ્રજી પંડિતે ગિરિનાર, ખાલસી, અને કપર્દિગિરિના લેખોમાંથી

પેહેલાં શાસનો પાસ પાસે લખી ઇ. એંટીકવેરીના વોલ્યૂમ ૧૦ ના પૃ. ૧૦૬ મે મુકાબલો કર્યો છે, તેની નકલ આ નીચે ઉતારી લેવામાં આવે છેઃ—

| | गिरिनार | खालसी | कपर्दीगिरि |
|---|---|---|---|
| १ | इयं धंमलीपी देवानं | इयं धंमलिपि देवान | अयं ध्रमलिपि देवानं |
| २ | प्रियेन प्रियदसि ना राजा | पियेना पियदसिना | प्रियस रजो |
| ३ | लेखापिता | लेखिता | लिखापिता |
| ४ | इधन किं चि जीवं | हिदान किछि जीवे | हिदानो किंचि जिवे |
| ५ | आरभि सा प्रजूहितव्यं | अलमितु पजुहितविये | (आरभिता) प्रयेहतवे |
| ६ | न च समाजो कतव्यो | नो पि च समाजे कटविये | नो पि च समाजा कटवा |
| ७ | बहुकं हि दोसं समाजम्हि | बहुका हि दोसा समाजसि | बहुका हि दोसा समायस |
| ८ | पसति देवानंप्रियो प्रिय दसि राजा | देवानं पियेपि यदसि लाज देखति | देवानंप्रियो प्रियद्रशिराया देखति |
| ९ | अस्तिपितुएकचासमाजा साधुमता देवानप्रियस | अथिपिचाएकतिया समाजा साधुमता देवानंपियसा | अठिपिचाअकतियासमाये सेस्तमते देवानंप्रियस |
| १० | प्रियदसिनो राजो | पियदसिसा लाजिने | प्रियद्रशिस रजो |
| ११ | पुरा महानसम्हि | पुले महानससि | पुरे महान (स) सि |
| १२ | देवानंप्रियसा प्रियदसिनो राजो | देवानंपियसा पियदसि सा लाजिने | देवान प्रियसप्रि अद्रशि सरजो |
| १३ | अनुदिवसं बहूनि | अनुदिवस बहुनि | अनुदिवसो बहुनि |
| १४ | प्राणिसतसहस्रानि | पानसहसानि | प्रा(णश)तसहसानि |
| १५ | आरभिसु सूपाथाय | अलभियिसु सुपथाय | सुपाथाय |
| १६ | से अज यदा | से इदानीं यदा | से इदानिं यदा |
| १७ | अय धंमलीपी लिखिता | इय धमलिपि लेखिता | अय ध्रमनिपि लिखिता |
| १८ | ती एव प्राणा आरभदे सूपा थाय | तदा तिनियेव पानानि आलभियति | तदा त्रयेव प्राणा हंअते |
| १९ | द्वो मोरा एको मगो | दुवे मजु ले एके मिगे | मजु रादु वि २ म्रुगो १ |
| २० | सोपि मगो न धुवो | सेपिये मिगे नो धुवे | सोपि म्रुगो न ध्रुव |
| २१ | एते पि ती प्राणा पछान आरभिसदे | एतानिपिचतिनिपानानि नो आलभियिसति | एतापि प्राणत्रयो पचान आरभिशति |

### અશોકની યાત્રાનાં સ્થળો.

અશોક મોગલીપુત્ર નામના સાધુ સાથે તીર્થયાત્રા કરવા નીકળ્યો, તેમાં તેણે જે જે સ્થળોની યાત્રા કરી તે આ પ્રમાણે ગણાવ્યા છે—બુદ્ધનુ જન્મસ્થાન લુંબિની ગામ, બુદ્ધના બાપની રાજધાની કપિલવસ્તુ, બુદ્ધે રાતમા ઘરમાથી બાહાર નીકળી જે સ્થળે પોતાનો વેષ ઉતાર્યો તે અનોમા નામની નદીનુ તીર, જ્યાં બુદ્ધે ઋષિઓનો આશ્રય માગ્યો તે રાજગૃહ, (જે બુદ્ધના સમકાલિક બિંબિસારની રાજધાની હતી), તે વધુ જપ તપ કરવા સારૂ જ્યાં ૬ વર્ષ રહ્યો તે બુદ્ધિ ગયા પાસેનું ઉરૂવેલ જંગલ, જ્યાં તેનું શરીર જર્જર થવાથી પ્રાણયાત્રા કરી નિભાવી રાખેલું અને જ્યાં તેને સુજાતા નામની સ્રી યથેચ્છ ભોજન આપતી તે નિરંજના નદીનો કાઠો, જ્યાં પીપળ

તળે બેસવાથી તેને સિદ્ધિ પ્રાપ્ત થઈ તે બુદ્ધ ગયા, સિદ્ધિ પ્રાપ્ત થયા પછી તેણે જ્યા પ્રથમ ઉપદેશનો આરંભ કર્યો તે કાશીમાનુ મૃગદાવવન નામનુ સ્થળ, અને જ્યાં તેણે શરીર છોડયું તે કુશીનગર. આ બધે ઠેકાણે તેણે સ્તૂપ, વિહાર, ચૈત્ય અને મંડપો કરાવ્યા અને લેખો કોતરાવ્યા (મ અ ચ પૃ. ૩૮)* ભીલસાની પાસે સાભીમા અશોકે મોગલીપુત્ર અને સારીપુત્રના કહેવાથી સ્તુપો કરાવ્યા મી૦ આપટે લખે છે, કે અશોકે મનુષ્યના શરીરમા ૮૪ હજાર હાડકા હોય છે, તેથી બુદ્ધના દરેક હાડકા દીઠ સ્તૂપ કરાવ્યાનું ધારી ૮૪ હજાર સ્તૂપ કરાવવાનુ ઠરાવ્યુ હતું (પૃ ૧૭) અશોક બૌદ્ધધર્મી થવા છત્તાં દેવ તથા બ્રાહ્મણોને માન આપતો હતો, તેમ જ તેણે પ્રજાહિતાર્થ વાવ, કુવા, તળાવ, અને ધર્મશાળાઓ કરાવી હતી મુસાફરોને છાયાને માટે રસ્તાની બાજુ ઉપર ઝાડ વવરાવ્યા હતાં

## અશોકનાં પુત્રપુત્રીઓ.

અશોકને ૫ દીકરા અને ૧ દીકરી હતી ૫ દીકરામા ૧ સુયશા, ૨ દશરથ, ૩ જલૌક, ૪ કુણાલ અને ૫ મો રહનમન હતો. દીકરીનુ નામ સઘમિત્રા અથવા સુમિત્રા હતુ જલૌકે બ્રાહ્મણ ધર્મ સ્વીકાર્યો હતો મહેંદ્ર† અને સંઘમિત્રા ગૃહસ્થાશ્રમ મૂકી સાધુ અને સાધ્વી અથવા આર્યા થયા હતા. અશોકના જમાઈ અગ્નિબ્રહ્મ અને ભત્રીજા નિગ્રોધ પેહેલેથી જ ત્યાગ લીધો હતો મહેદ્ર અને સઘમિત્રાએ લંકામા જઈ બૌદ્ધ ધર્મનો ફેલાવો કર્યો અગ્નિબ્રહ્મ અને નિગ્રોધ પણ ધર્મ ફેલાવવાના કામમા ગુથાણા મધ્યમ અને કાશ્યપ (બુદ્ધના શિષ્ય) હિમાલય તરફ ગયા એ બધા બૌદ્ધ ધર્મના આચાર્યો હતા તેઓમાના મધ્યમ અને કશ્યપ તેમ જ સાર પુત્ર અથવા માગલાયન અથવા મોદ્દગલાયનના અસ્થિ સાચીના સ્તૂપમાથી નીકળ્યાં છે અશોકના દીકરા કુણાલનુ ઉપનામ ધર્મવર્ધન હતુ, ને તેને રાણી તિષ્યરક્ષિતા (અશોકના સગા ભાઈ તિષ્યની રાખેલી?) ફસાવવા ચહાતી હતી તે કુણાલે સ્વીકાર્યુ નહિ, તેથી તેણે તેને હેરાન કરવાનુ ધારી અશોકની મહોર છાની લઈ કુણાલ ફોજ સાથે હતો ત્યા તેને આંધળો કરી મુકવાનો હુકમ લખી મોકલ્યો. કુણાલ આધળો થઈ ફોજમાથી પાછો આવ્યો અને બનેલી હકીકતની અશોકને ખબર પડતા તેણે રાણીને જીવતી બળાવી નાખી. કુણાલની આખ સારી કરાવી, તેથી તે પાછો દેખતો થયો કોઈ દશરથને અશોકનો પૌત્ર કહે છે.

આમા જે આગળ અશોકને ૫ દીકરા હતા એમ લખ્યુ છે, પણ તેમા મતફેર ઘણા છે—આપણે જે આગળ મહેદ્રનુ નામ લખી ગયા અને જે સીલોનમાં ધર્મોપદેશક તરીકે ગયો હતો તેને દીપવંશા અને મહાવશામા અશોકનો પુત્ર કહ્યો છે. હ્યુ એના સ્ત્ગ મહેદ્રને અશોકનો ઓરમાન ભાઈ લેખ્યો છે વળી તે જ રીતનો મુસાફર અશોકને એક ધર્મવર્ધન નામનો પુત્ર હોવાનુ લખી તે ગધાર દેશનો સુબો

* આંહી અને આગળ પણ આવશે એટલુ બધુ દ્રવ્ય અશોકે કયાથી કાહાડયુ એ વિશે એક ઠેકાણે લખ્યુ છે કે—૧ લા નંદે નદીમા ખડક કોતરાવી તેમા અસખ્ય દ્રવ્ય છુપાવ્યું હતું, તે અશોકને હાથ આવવાથી તેણે ધર્મ પાછળ પુષ્કળ દ્રવ્ય ખરચ્યું હતુ    † મહેદ્ર કોણ એ આગળ આવ્યું છે.

હતો એમ લખે છે, પણ આપણે એ નામ કુણાલનું ઉપનામ હતુ અને તેને તિષ્યરક્ષિતાએ ફોડાવી નખાવેલી આખ સાજી થવાનું લખી ગયા અને તે અશોક પછે ગાદીએ આવવાનું લખીશુ. પણ પુરાણને મતે સુયશા ગાદીએ આવ્યો હતો અને કુણાલ દેખતો થયો જ નથી, એમ મ અ ચ મા પૃ ૩૩ મે લખ્યુ છે

મહેદ્ર અને તેની બેન સઘમિત્રાએ સીલોનમા જઈ બૌદ્ધ ધર્મની સ્થાપના કરી તે વખતે તે બંનેની ઉમર ૧૯–૨૦ વર્ષની હતી અને જે બાધી (પીપળ) વૃક્ષ નીચે બેશી ગૌતમ બુદ્ધે બુદ્ધતા મેળવી હતી તેની એક ડાળ સઘમિત્રાએ ત્યા લઈ જઈ અનુરાધાપુરમાં સ્થાપ્યાનુ અને તેમાથી મહોટુ વૃક્ષ થયુ ને હજી સુધી હયાત છે, એટલે તે વૃક્ષની ઉમર ૨૧૪૭ ની થયાનું લખી પાછુ બાબુસેને એ વૃક્ષ સને ૧૮૫૫ મા નાશ પામ્યાનું (મ અ ચ પૃ ૩૦–૩૨ મા) લખ્યુ છે એ વખતે સીલોનમા તિષ્ય નામનો રાજા હતો, તેણે મહેદ્રના ઉપદેશથી બૌદ્ધ ધર્મ સ્વીકારી પોતાના જનાનામાં બોધ દેવા સારૂ સઘમિત્રાને ખસુસન તેડાવી હતી તિષ્યે અનુરાધાપુરની પાસે મહેદ્ર સારૂ વિહાર બધાવેલો જેમા રહીને મહેંદ્ર ધ્યાનધારણા કરતો એ બાંધકામનો કેટલોક ભાગ હજી ઉભો છે. એ સ્થળ ઘણું રમ્ય અને એકાંતવાસને યોગ્ય છે.

**અશોકની રાણીઓ**

આગળ અશોકની રાણી તિષ્યરક્ષિતા લખી છે પણ તેને ૧ અસધિમિત્રા, ૨ કિછિગની, ૩ તિષ્યરક્ષિતા, અને ૪ પદ્માવતી એમ ૪ રાણીઓ હતી પેહેલીને બૌદ્ધ ધર્મ ઉપર બહુ શ્રદ્ધા હતી ૨ જીને પોતાની કારકીરદીના ૩૪ મા વર્ષે અશોક પરણ્યો હતો. ૩ જી કુણાલને આધળો કરાવનાર અને ૪ થી કુણાલની મા હતી (મ અ. ચ પૃ ૪૮–૪૯) તિષ્યરક્ષિતા વિશે આગળ જે અશોકના ભાઈ તિષ્યની રાખેલી એમ કૌસમા શકા મુકી લખ્યુ છે પણ તિષ્યરક્ષિતા તેનુ ખાસ નામ જ હતુ એમ જણાય છે અને તે અશોકની જ રાણી હતી. તિષ્ય નામનો એક સાધુ હતો, તિષ્ય સીલોનનો રાજા હતો તિષ્ય પુષ્ય નક્ષત્રનુ નામ છે રક્ષિત અને પાલિત એવા નામો તે સમયે પડતા તેમાં રક્ષિતાત આગળ જોયું છે અને પાલિતાતં નામ આપણે ગુપ્તોના વર્ણનમાં જોશુ

**અશોકની વૃદ્ધાવસ્થાની કહાણી**

અશોકના દેહાત પેહેલાંની તેની વૃદ્ધાવસ્થાની કેટલીક હકીકત જાણવા જેવી છે અશોકે પોતાનુ શરીર જર્જર થતુ જતુ જોયુ તે અરસામા પોતાના ગુરૂ ઉપગુપ્તાચાર્યને પુછીને જાણી લીધુ, કે બૌદ્ધ ધર્મમા સહુથી વધુ દાન કરનારો સ્રાવસ્તી નગરીનો એક અનાથપિડક નામનો ગૃહસ્થ હતો, કે જેણે ૧૦૦ ક્રોડ સોના મોહોરનુ દાન કર્યું છે. તે ઉપરથી પોતે પણ તેના જેવો દાનેશ્વરી થવાની ધારણાથી બોલ્યો કે હું પણ સો ક્રોડ સોનામોહોર આપું છઉ તે લ્યો. મેં આજ સુધી ૮૪,૦૦૦ સ્તૂપ અને વિહાર કર્યા છે તે પ્રત્યેકને માટે તેમ જ ગૌતમ બુદ્ધનુ જન્મસ્થાન, તેણે જ્યા ધર્મોપદેશ કર્યો તે સ્થાન અને તેના નિર્વાણસ્થાન એ પ્રત્યેક સ્થળ માટે હું એકેક લાખ સોનામોહોર અર્પણ કરૂં છઉ. તદુપરાત ચાતુર્માસ્યમાં સાધુઓ અને સાધ્વીઓ મારે ત્યા આવી આશ્રમ કરે તેને માટે ૪ લાખ, અને હમેશ ત્રણત્રણ હજાર ભિક્ષુનું પાલન થાય તે માટે હું મારી અને મારા સ્ત્રીપુત્રની સઘળી ખાનગી

...કત દાનમાં આપી દઉં છઉં. જંગમ મીલકત ઉપર જ હું અમારો હક્ક રાખુ ...તે રોકડમાંથી ૪ લાખ સોનામોહોર આપી હું સ્થાવર મીલકત પાછી વેચાતી ...ઉં. એમ કુલ ૯૬ ક્રોડ સોનામોહોરનું મે દાન કર્યું છે એમ કહેતાં કહેતાં અશોક ...થઈ ગયો અને કાંઈ વાર તકીયા ઉપર પડી રહ્યો. પાછો સ્વસ્થ થયો. પછે ગુરૂને કહ્યું હવે ઝાઝો વખત બચીશ નહી. રાજા અસ્વસ્થ છે, એ ખબર પ્રધાન રાધાગુપ્તને ... તે ગભરાણો અને એકદમ રાજા પાસે દોડયો આવ્યો. ત્યા આવી જુવે છે રાજાની આંખમાંથી આસુ ચાલ્યા જાય છે. મંત્રીએ કહ્યુ મહારાજ! આ શુ? ... કેહેતાં રાજાએ બધી વ્યવસ્થા કહી અને હજી ૪ ક્રોડ સોનામોહોર જોઇએ એમ . મંત્રી એ પ્રમાણે બધી દોલત તફરકે કરી નાખેલી જોઈ ગભરાણો અને અશોક ... ગાદી ઉપર આવનાર (કુણાલના પુત્ર) યુવરાજ સંપદિપાસે જઈ તેને ભંભેર્યો ...ી તેણે ખજાનામાથી કાંઈ ન આપવાની ભલામણ કરી. રાજા રોજ જે સોનાના પાત્રમાં જમતો અને તે પાત્ર રોજ રોજ કુક્કુટારામ (ઉપગુપ્તાચાર્યના મઠ) મા મોકલી દેતો તે બંધ કરી રૂપાનુ અને છેવટે માટીનું પાત્ર (હાથરી) જમવાને આપવા લાગ્યા. રાજાએ તેમાં પણ જમવાનુ અને પૂર્વની પેઠે કુક્કુટરામમાં મોકલવાનુ ચાલતું જ રાખ્યું એક દિવસ મંત્રીઓ રાજાની ખબર લેવા આવ્યા ત્યારે તેને રાજાએ પુછયુ કે આ દેશનો ધણી કોણ છે? મંત્રી આશ્ચર્ય પામી બોલ્યા કે મહારાજ આપ જ એ સાભળી પોતાના હાથમાં એક આમળાની ફાડચ સિવાય બીજું કાંઈ રહ્યુ નથી એમ જણાવી પોતે મેળવેલી દોલત વગેરેની ક્ષણભંગુરતા અને બહુ મોટાઓને પણ દુઃખમા ફસાવુ પડે છે ઇત્યાદિ વૈરાગ્યની અને ખેદની વાતો કરી તેઓના દેખતા તે આંબળાની ફાડચ હાથમાં લઈ નોકરને કહ્યુ કે મારી પાસે હુકમ કરવાની તો સત્તા રહી નથી પણ વિનતિ કરવામા હરકત નથી માટે આ મ્હારી છેવટની વિનતિ માન્ય કરી તુ કુક્કુટારામ પ્રત્યે જા અને કહે કે મહારા હાથમાં આ સિવાય હવે કાંઈ રહ્યુ નથી માટે આ લઇને હુંને કૃતાર્થ કરો એમ ...હી ફરી મંત્રીઓ તરફ ફરી બોલ્યો કે વારૂ આ દેશની ગાદી ઉપર હાલમાં કોણ રાજા છે? તેનો જવાબ પણ મંત્રીઓએ આપ જ એમ આપતાં જ તે આસન ઉપરથી ઉઠીને આકાશ તરફ તથા ચારે દિશાઓ તરફ જોઇને બોલ્યો કે, હુ મારા ધન ભંડાર સિવાય બાકીની બધી પૃથ્વી બુદ્ધસંઘને અર્પણ કરૂં છઉં, એ પુણ્યનું ફળ મને મળો પણ તે સ્વર્ગ કે બીજા વિનાશી ફળની મારે ઇચ્છા નથી માત્ર આત્મસંયમન મને કરતા આવડે એટલુ માગુ છઉં કેમકે પૃથ્વીનુ ચક્રવર્તીપણું સુદ્ધાં નશ્વર છે પણ આત્મા ઉપરનુ ચક્રવર્તીપણુ ચિરસ્થાયી છે, એમ કહી તે પ્રમાણેનું દાનપત્ર તૈયાર કરી લાવવા મંત્રીને કહ્યું. મંત્રી બીજે દિવસે તે કરી લાવ્યો એટલે તે ઉપર પોતાને હાથે સહી શીકકો કરી તે કુક્કુટારામમાં મોકલી દીધું અને જેવું એ પત્ર ગુરૂના હાથમાં પોહોચ્યું કે આહી રાજા પ્રાણમુક્ત થયા.

**અશોકના વંશજનો અમલ**

અશોક ઈ. સ. થી ૨૨૨ વર્ષ પહેલા ૮૨ વર્ષની ઉમરે આ* રીતે ગુજરી

* ફાગણ વદ ૧૦ શનિવારે સાયંકાળે મુંગી શહેરમા અશોકનું શરીર પડયું એમ ચીનાઓમાં લખ્યું છે.

ગયો. તે પછીના તેના ગાદીના માલેક માટે પણ મતફેર છે મ. અ.
છે કે અશોક ગુજરી ગયા પછી મંત્રી રાધાગુપ્તે બીજા મંત્રિઓને ભેળા
રાજાએ સો ક્રોડ સોનામોહોર દેવાનો સંકલ્પ કર્યો હતો, તેમાં ૯૬ ક્રોડ તો
ચુકવ્યા હતા બાકી રહેલા ૪ ક્રોડ યુવરાજ નહી આપે એમ તેને જાણતાં
તેણે બધી પૃથ્વી દાનમાં દઈ દીધી છે તો તે હવે આપણે ૪ ક્રોડ સોના
આપીને પાછી વેચાતી લઇએ એ સલાહ સહુએ માન્ય કરી, અને તે પ્ર
કરી સંપદિને ગાદીએ બેસાર્યો. (પૃ. ૩૧) પણ બીજે ઠેકાણે લખ્યુ છે કે—અ
પછે તેનો દીકરો કુણાલ ગાદી ઉપર આવ્યો. અને કુણાલને સંપદિ અથવા સંપ્ર
નામનો દીકરો હતો, તે બંને પટણાનુ રાજ્ય ચલાવતા અને બૌદ્ધધર્મ પાળ
આ મતફેરનુ મૂળ કુણાલ દેખતો થયો ન થયો તે મતફેર છે. તો પણ ગાદી ઉપ
કુણાલ આવ્યા કે સંપદિ તેનો નિર્ણય થઈ જાય છે કે જો કુણાલ દેખતો ન
હોય કે થયો હોય તો પણ બાપ દીકરો ભેળું રાજ્ય ચલાવતા હતા, એ ઉક્તિથી
પછે સંદેહ રહેતો નથી

## બૌદ્ધ અને જૈન ધર્મનો ભેદ

જૈન લોકોમા જે સંપ્રતિ રાજા પ્રખ્યાત થઈ ગયા છે. જેણે હજારો જૈન દેવાલયો બંધાવ્યા કહેવાય છે, જેમાનું ૧ ગિરિનારમા ભીમકુંડ તરફ ઉતરતા જમણી બાજુએ પહેલું જ જે મંદિર આવે છે તેને હજી સૂધી લોકો રાહખેંગારના મહેલના નામથી ઓળખે છે અને જેને જૈન લોકો સંપ્રતિ રાજાનુ કરાવેલું કહે છે તે સંપ્રતિ રાજા તે અશોકનો પૌત્ર અને કુણાલનો પુત્ર એમ જૈન ગ્રંથકારોએ લખ્યુ છે. અશોકની હયાતી પાછળ પણ બૌદ્ધધર્મ એવો ને એવો જ ચાલતો હતો કેમકે તેના સ્થાપેલા મઠોમા વિદ્યા અને દોલત ભરપૂર હતી, અને તેમાના અધિપતિઓની એટલી સત્તા વધી ગયેલી કે તેઓની આજ્ઞાથી રાજાઓને રાજ્યાસન ઉપરથી ઉઠાડી મૂકાતા હતા, અને તેઓની આજ્ઞાથી જ રાજ્યાસન ઉપર બેસારતા હતા.

## શૈવ સંપ્રદાયનું જામેલું બળ

કુણાલનો બીજો ભાઈ "જેસોક" કાશ્મીરમા રહેતો અને તે શૈવ હતો. તેણે બાક્રીયાના યવન રાજા હાથી વેમુસને હરાવ્યો હતો એ રાજાના સંબંધી અમતિ આકસે જેસોકની સાથે અશોકના જેવા જ કોલકરાર કર્યા હતા અશોકના દાદા ચંદ્રગુપ્તના વખતથી મૌર્યવંશની સત્તા સૌરાષ્ટ્રમાં પણ હતી અને કોકણની રાજધાની સોપારામા પણ તેઓનું રાજ્ય હતું. સંપદિ પછે તેનો પુત્ર બૃહસ્પતિ, તે પછે વૃષસેન, તે પછે સૂર્યધર્મા અને તે પછે પુષ્પમિત્ર ગાદીએ આવ્યા. વિષ્ણુપુરાણમા લખ્યું છે કે, અશોક અને સંપદિ પછે સુયશા, દશરથ, સંગત, શાલીશુક, અને બૃહદ્રથ એમ, ૫ રાજા ગાદીએ આવ્યા તે પછે તેને મારી તેનો સેનાપતિ પુષ્પમિત્ર ગાદી દબાવી બેઠો. આ પુષ્પમિત્ર બૌદ્ધધર્મનો દ્વેષી હતો તેથી તેણે બૌદ્ધધર્મનાં સ્થાનોનો નાશ કર્યો. બુદ્ધ ગયામાંની બુદ્ધની મૂર્તિને ફેંકી દઈ ત્યા શિવજીની સ્થાપના કરી. કુક્કુટારામનો નાશ કરી તેમા રહેતા સાધુસાધ્વીઓનો પણ નાશ કર્યો. બીજા પણ વિહારસ્તૂપો બાળી નાંખ્યા.